# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી કે. શ્રીમંત મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઈ, જી. સી આઈ. ઈ, એલ. એલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઈ બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી 'શ્રી સયાજી બાલજ્ઞાનમાળા' રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરવામાં આવે છે.

તદનુસાર આ 'સિદ્ધરાજ'નું પુસ્તક શ્રી. હસિત હ. બૂચ એમ. એ. પાસે તૈયાર કરાવવામાં આવ્યું છે ને તે ઉક્ત માળાના ૧૯૩ મા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| પ્રાચ્ય વિદ્યામંદિર<br>ભાષાંતર શાખા;<br>વડોદરા તા. ૧-૯-૪૮ | યો. જ. ત્રિપાઠી,<br>ભાષાંતર મદદનીશ | જ્યો. મા. મહેતા,<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય. |
|---|---|---|

# પ્રારંભિક



મ્હારી આ બીજી કૃતિ જનતા સમક્ષ મૂકતાં હું આનંદ અનુભવું છું. ગૂજરાતના સહુથી યશસ્વી સમયની ઐતિહાસિક ભૂમિકાના આ એક અગ્રણીના જીવનનું આલેખન ઘણી શક્તિશાળી કલમોએ આ પહેલાં ગૂજરાતને ધર્યું છે જ. હું એ સર્વનો ઋણી છું. અહીં મેં ઇતિહાસમાન્ય અંશોનો જ બહુધા આધાર સેવ્યો છે. કૃતિનું વાચન રસપ્રદ નીવડે, ભાવના જાગ્રત કરે તો તેની સાર્થકતા છે એમ હું માનું.

પ્રાચ્ય વિદ્યામંદિરના અધિકારીઓનો અને તેમાં પણ શ્રી. ત્રિપાઠીનો સહૃદય સહકાર હું વીસરી શકું તેમ નથી.

બીજું તો, આ ચરિત્રવાર્તા પોતાની મેળે જે કહે તે ખરું!

જ્યુબિલી બાગ :
વડોદરા.



હસિત હ. બૂચ

# આધાર




૧. દ્વયાશ્રય —શ્રી. હેમચન્દ્રાચાર્ય

૨. પ્રબન્ધ ચિંતામણી —શ્રી. મેરુતુંગ

૩. પ્રભાવક ચરિત —શ્રી જૈન આત્માનંદ સભા; ભાવનગર

૪. હેમસારસ્વત સત્ર —શ્રી ગુ. સા. પરિષદ્

૫. જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ —શ્રી. મો. દ. દેસાઈ

૬. હિમાંશુ વિજયના લેખો —શ્રી. હિમાંશુ વિજયજી

૭. ગૂજરાતનો પ્રાચીન ઇતિહાસ—શ્રી. ગો. હા. દેસાઈ

૮. રાસમાળા-ભાગ બીજો —મં. શ્રી. ર. ઉ. દવે

૯. ગૂજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ —શ્રી. દુ. કે. શાસ્ત્રી

૧૦. હેમચન્દ્ર —પં. બેચરદાસ

૧૧. Kavyanushasan (Introduction) —R. C. Parikh

૧૨. Gujarat & Its Literature—K. M. Munshee


ઉપરાંત આ વિષયને લગતું કેટલુંક લલિત સાહિત્ય.

# વીગત સૂચિ







# સિદ્ધરાજ

## ૧

સિદ્ધરાજ જયસિંહના નામથી કોઈ પણ ગૂજરાતી ભાગ્યે જ અજાણ્યો હશે. ગૂજરાતના ઇતિહાસમાં જે ઉજ્જવલ પ્રકરણો છે તેમાં એની સિદ્ધિ અલ્પ નથી એ વાત પણ ઘણા જાણે છે. એની જીવનકથામાં ગૂંથાએલી જાતજાતની લોકકથાઓથી પણ કોણ અજ્ઞાત હશે? ન્યાયની મૂર્તિ ગણાતી રાણી મીનળદેવીની કૂખે અવતરેલા એ સોલંકી નરના જન્મ પ્રસંગે જ જ્યોતિષીઓએ દોડતા આવીને રાજમહાલયનાં રહેનારાંઓ સમક્ષ વધાઈ ખાધેલી કે 'આ બાળકના લલાટમાં તો રામચન્દ્રજી થવાના તથા સામ્રાજ્યના અધિપતિ બનવાના લેખ બ્રહ્માજી લખી ગયા છે' એ વાત પણ આપણે ક્યાં જાણતા નથી? બાળક જન્મે અને તેમાં ય આવા રાજવંશીના ભુવનમાં ત્યારે વધઈ ખાવાનું કોને મન ન થાય? – પણ આ વધાઈ તો

ફળી – એ બારમી સદીના પાટણે ગૂજરાતે અને ત્યાર પછી વહેલા કાળના પ્રવાહે જોયું.

બારમી સદીનું પાટણ, વિક્રમના બારમા સૈકાનો ગૂર્જર દેશ, આજે પણ યાદ કરિયે તો આપણી દેશભક્તિ જાગ્રત કરે તેવાં છે. બુદ્ધિ, બળ, કે વિદ્યા, કશાયમાં પાટણ પાછળ ન હતું. બારમી સદી શું, સોલંકી વંશનો એ સમસ્ત રાજ્યઅમલ જ એવો યશસ્વી હતો; અને એમાં યે સિદ્ધરાજ જયસિંહનો શાસન સમય તો ગૂજરાત કદી ન વીસરે એવો પરાક્રમપૂર્ણ અને તેજસ્વી હતો.

બારમી સદીના પાટણની, ગૂજરાતના એ સમયના સુપ્રસિદ્ધ કીર્તિવંતા નરેશની આ વાત છે. એને વાર્તા કહો, ઇતિહાસ કહો, ચરિત્ર કહો, સ્મરણની અંજલિ કહો – પણ ગૂજરાતને પોતાની જનની માનનાર દરેકે એ વાંચવી જોઈએ, વિચારવી જોઈએ ને જીવનમાં અપનાવવી જોઈએ.

*

વિક્રમ સંવત ૧૧૫૦ના એક દિવસે પાટણ આખું આનંદની ભરતી પર સેલતું હતું. જ્યાં જુઓ ત્યાં, નગરની શેરીએ શેરીએ ને ઘેર ઘેર ઉત્સવનો આનંદ પ્રત્યક્ષ થતો હતો. સહુ કોઈ એ દિવસે આનંદમાં મસ્ત હતું – અટારીઓને જીવતી કરતી યુવતીઓ, ઓટલાઓ

અને આંગણાંઓને સંગીતમય કરતા શરણાઈ-નોબતવાળાઓ, ઘૂમી રહેલા પટ્ટણી જુવાનો, પ્રતાપી અધિકારીઓ, મેળામાં ઉભરાઈ રહેલી માનવમેદની, શણગારેલાં હાટ પર બેઠેલા નાના મોટા વેપારીઓ, બ્રાહ્મણો, સાધુઓ, કવિઓ, સૈનિકો અને આજુબાજુનાં ગામડાંઓમાંથી ખાસ આવેલાં અસંખ્ય સ્ત્રી પુરુષો. બધાં જ આનંદના પૂરમાં, જાણે કે, તણાતાં હતાં. દરેકની આંખ હસતી હતી, હોઠ મરકતા હતા ને છાતીમાં તો જાણે એ પૂરની ઊર્મિઓ સમાતી જ ન હતી.

પાટણનો એ આનંદ અકારણ ન હતો. શાનો હોય? ગૂજરાતના ઇતિહાસનું એક નવું પાનું જે દિવસથી ખૂલવાનું હતું, એ દિવસે પાટણ કેમ ન આનંદે? બારીઓ, ઝરુખાઓ, ભુવનો પરના સુવર્ણકળશો, ફરફરતી રેશમી ધજાઓ, તોરણોથી ને ફૂલસેરોથી શોભતાં મંદિરો, પોળે ને રસ્તે શોભતી કમાનો,—પાટણ નગરીને ખૂણે ખૂણે રાતો જાગીને હોંસીલા પટ્ટણીઓએ સ્વર્ગની શોભા ઊતારી લાગતી હતી; તેમાં વળી ચોમેરથી ઉલટતાં જાતજાતનાં ને દેશદેશનાં માણસો! પાટણની એ દિવસની શોભા તો ચિત્રકારોને મુગ્ધ કરે તેવી જ હતી, કવિઓનાં હૃદય ગુંજતાં કરી મૂકે તેવી જ હતી. સૂરજ પણ હજી ઉગમણે નહોતો દેખાયો અને પાટણના વાતાવરણમાં આનંદમિશ્રિત જયનાદ ઊઠતા સંભળાઈ રહ્યા હતા—"જયસિંહદેવનો જય!" "મહા-

રાજાધિરાજ કર્ણદેવનો જય હો!" "મહારાજ જયસિંહ-દેવનો જય!"

પાટણ આખું એ દિને વારંવાર આ જયજયકારની લહ-રીઓનો સ્પર્શ કરતું હતું; પરંતુ તેમાં યે કર્ણમેરુપ્રસાદના મંદિરના વિશાળ ચોગાનમાં તો બીજો કોઈ અવાજ સંભળાતો જ ન હતો. એ સમયે પાટણમાં સોલંકી રાજાઓનું રાજ્ય હતું. ગૂજરાતનો એ યાદગાર શાસનકાળ હતો. એ વંશના એક ત્યાગશીલ રાજવી મહારાજા કર્ણદેવ પોતાના વીર રાજપુત્ર જયસિંહદેવને એ દિવસે રાજસિંહાસન સુપ્રત કરવાના હતા. રાજતિલકની મંગલ વિધિ થઈ જાય પછી પિતાપુત્ર આ મંદિરમાં દેવને ચરણે પ્રણામ અર્પવા આવનાર હતા – તેજસ્વી સોલંકી વંશનો ઉદારદિલ રાજવી પોતાના વીર કુમારને રાજ્યની ધુરા સોંપે એ પ્રસંગ પાટણ એ દિને ઉજવતું હતું અને તેથી તો આ મંદિરમાં પણ માનવ મહેરામણ ઉછળતો-ઉછળતો જયનાદની પરમ્પરા પ્રસારતો હતો કે, "જય! જયસિંહદેવનો જય હો!" "મહારાજ કર્ણદેવની જય!" "જયસિંહદેવ મહારાજનો જય!"

કર્ણમેરુપ્રસાદના દેવસ્થાનની શોભા પણ એ દિવસે અદ્ભુત હતી. શિખર પરનો કનકકુંભ, ઝૂલતાં ફૂલપાનનાં તોરણો, પૂર્વદ્વારે બાંધેલી સોનારુપાનાં ફૂલોની વેલ, મંદિરમાંથી વાતાવરણમાં તરતી સુગન્ધ, મંદિરની બે બાજૂઓએ બાંધવામાં

આવેલા ભવ્ય સુન્દર મંચો, તેમાંનાં સુશોભિત ગાદીતકિયા બિછાત ને પડદાઓ, – કોઈને પણ એ સર્વમાં રહેલી સુન્દરતા અને વૈભવપૂર્ણતા આંજી નાખવા પૂરતી હતી

"જયસિંહદેવ મહારાજનો જય !" પુકારતી માનવ-મેદનીની દૃષ્ટિ વારંવાર મંચોપર આવેલા અને આવતા મહાનુભાવોપર સ્થિર થતી હતી. તે સમયનું ગૂજરાતનું માનવધન, જાણે ત્યાં, જમા થયું હતું. આગળ વધતાં ને વળી પાછાં ઠેલાતાં અસંખ્ય માણસો એના દર્શને અહોભાવ અનુભવતાં હતાં. પાટણ, ખંભાત, અને અન્ય સ્થળોના પ્રતિષ્ઠિત ધનિકો, અધિકારીઓ, વિદ્વાનવર્યો અને યોદ્ધાઓની એ મંડળી મંદિરના વાતાવરણમાં ભવ્યતા ઉમેરતી હતી. નડૂલનો ચૌહાણ રાજા, કિરાડૂનો પરમાર, આબૂનો પરમાર, આશાપલ્લીનો ભીલ નાયક અને બીજા કેટલાક નાનામોટા આશ્રિત રાજવીઓ ને સામંતો બાલમહારાજા જયસિંહદેવની રાહ જોતા પરસ્પર વાતોમાં ગૂંથાયા હતા. વિચારમગ્ન મુંજાલ મહેતા, નાગરમંત્રી દાદાક, સોહામણા ઉદયન મંત્રી જેવા પાટણના રાજકાજના અનુભવી સૂત્રધારો તરફ પણ લોકો તરેહ તરેહની વાતો કરી જોયા કરતા હતા. લોકોમાં વાત ફેલાતી હતી કે મંડલેશ્વર દેવપ્રસાદ સોલંકી, તેમનો પુત્ર ત્રિભુવનપાલ, જયસિંહદેવ મહારાજનો બાળમિત્ર શોભ મહેતા અને શાણા વયોવૃદ્ધ મંત્રીશ્વર શાન્તૂ મહેતા રાજમંડળીની સાથે જ આવશે. સામાન્ય જણાતી

જનતા – સાધારણ ગણાતા લોકની આંખો તેમની કર્ણેન્દ્રિય અને તેમની વાચા તો અસાધારણ જ હોય છે ને ? લોક-આંખ, લોકજીભ અને લોકકર્ણ જેમ અસાધારણ હોય છે તેમ એ લોકમાનસ સરળ પણ ખૂબ હોય છે. આ મહાનુભાવો વિષે મેદનીને એક ખૂણે થતી ટીકા કે સ્તુતિ લગીર પણ અટક્યા વિના મેદનીને બીજે છેડે ફેલાતી અને સ્વીકારાતી જોઈ શકાતી હતી.

"જયસિંહદેવ મહારાજનો જય !" "સોલંકી કર્ણદેવનો જય !" આનંદના પોકારોથી મંદિર પરનું આકાશી છત્ર પણ, જાણે, હાલી ઊઠયું. હિલોળતી માનવમેદની વચ્ચેના માર્ગપર થઈને પાટણના તખ્ત પર બિરાજવાની માંગલિક વિધિઓ પૂર્ણ કરી આવતા બાલમહારાજ જયસિંહદેવ, તેમને રાજ્યધુરા સોંપી સંતોષ અનુભવતા વૃદ્ધ રાજપિતા કર્ણદેવ સોલંકી અને તેમની પાછળનું નાનકડું મુત્સદ્દીમંડળ – ઉછળતી માનવમેદની વચ્ચે ય ઊંચે સુધી ઉછળી આવતું કોઈ માનવજન આજુબાજુનાં માનવોને તે સર્વનું વર્ણન કરતું અને જાતે જોયાનો જ સંતોષ અન્ય સર્વને થતો. મંદિરના ચોગાનમાંની આ મેદનીમાં દેખાતી અધીરતા અને આનંદની અસ્વસ્થતા કરતાં ય પંચના મહાજનોની અધીરતા કે અસ્વસ્થતા ઓછી ન હતી. ગોવિન્દસૂરિજી, જીનેશ્વરજી, બુદ્ધિસાગર, મુનિ ચન્દ્રસૂરિ, વીરાચાર્ય, સુરાચાર્ય,

શ્રીપાલ, ભાભૂ અને બીજા અનેક વિદ્વાનો કવિઓ ને બ્રાહ્મણો મંદિરના પ્રવેશદ્વાર આગળનાં પગથિયાંઓ પર આશીર્વાદની વર્ષા કરવા તત્પર થઈ ભેગા થઈ ગયા. મંત્રીશ્વરોનાં મુખો પર બાલરાજવી પ્રત્યેનો લોકાદર સંતોષભાવ પ્રગટાવતો જણાતો હતો. બાલમહારાજ જયસિંહદેવને નમન કરવા મંત્રીઓનું એ ઓજસ્વી મંડળ પણ નીચેના પગથિયે આવી રહ્યું હતું. કુમારિકાઓનાં ફૂલો વર્ષી રહ્યાં, બ્રાહ્મણો ને જૈન મુનિઓનાં મંગલ વચનો વહી રહ્યાં, ભાટજનોની કવિતા પણ વાતાવરણને ભરી રહી અને જયસિંહદેવ મહારાજ પર લોકસમૂહની જયજયકારની લહરીઓ ફેલાઈ રહી કે "જયસિંહદેવ મહારાજનો જય હો!"

અભિનંદનોની આવી અવિરામ વર્ષાથી ભિજાતા પાટણના નવા નરેશે પોતાના ઇષ્ટદેવને ભાવપૂર્વક પ્રણામ કર્યા, મંદિરની બહાર ઉછળતા માનવમહેરામણને નમસ્કાર કર્યા અને જનતાની નિખાલસ આંખો સંતોષથી ભીંની થઇ. કેવી તેજભરી મુખરેખાઓ? કેવો વિનય? શી પ્રેમાળ દૃષ્ટિ? અને આ લલાટ તો ભાગ્યવંતનું જ! પાટણ! પાટણ! તારું નસીબ ઉજળું છે! બાલમહારાજાએ આ જનઅંજલિઓ ઝીલીને ત્યાગર્ષિ પિતા કર્ણદેવને ચરણે મસ્તક ઢાળી દીધું. વૃદ્ધ કર્ણદેવની ભીંની આંખોમાં સ્મિત ચમકી રહ્યું અને એમની વાણી તો માત્ર પાસેના બેચાર

બ્રાહ્મણવર્યો ને મુત્સદ્દીઓ જ સંપૂર્ણતઃ ઝીલી શકયા, "બેટા! વિપ્રાદિ ચારે વર્ણોનો આજથી તું રક્ષક છે! તારા પરાક્રમી પૂર્વજોનાં જીવનમાંથી તું પ્રેરણા લેજે! આ મારો ભત્રીજો દેવપ્રસાદ! તારો એ મોટોભાઈ જ છે, બેટા! તને જોઇ મારી તો આંતરડી ઠરે છે – બેટા, બેટા, તારું કલ્યાણ હો! બીજું શું કહું, બેટા?" ઘડી બે ઘડી આ ગંભીર વત્સલ વાણી ઝીલવા આતુર થએલી માનવ-મેદની ફરી પાછી હિલોળા લઈ રહી – પાછળથી છૂટેલા, કારાવાસીઓની જયઘોષણા બધે ઉછળી રહી – "મહારાજા-ધિરાજ જયસિંહદેવનો જય હો!"

અને એ રાતે તો પાટણે દિવાળી જ ઉજવી. પાટણની જનતાએ રાતભરનાં જાગરણ કરી કરીને આનંદગાન કર્યાં. કોઈ કવિ એમ કહે તો વધુ પડતું નથી જ કે પાટણના પ્રાકારની* રાંગેરાંગે એ જ જયઘોષ ગજાવ્યા કર્યો કે "જયસિંહદેવ મહારાજનો જય!" અને સરસ્વતીનાં નીરે પણ પડઘો ઝીલી લેવામાં ગર્વ અનુભવ્યો કે "જયસિંહદેવ મહારાજનો જય"

*

* દુર્ગ; કિલ્લો.

# ૨

એ પ્રસંગ વહી ગયે હવે તો બેત્રણ વર્ષો વીતી ગયાં હતાં. વિ. સં. ૧૧૫૦માં જયસિંહદેવ સોલંકીનો રાજ્યારોહણનો એ શુભ પ્રસંગ પોતાની વૃદ્ધ આંખોએ નિરખીને એ જ વર્ષમાં કર્ણદેવ સોલંકીએ હરિસ્મરણ કરતાં કરતાં આ દુનિયાનો ત્યાગ કર્યો હતો. પાટણનું નસીબ ત્યારથી મહારાજા જયસિંહદેવના પ્રારબ્ધ સાથે જોડાઈ ગયું.

જયસિંહદેવ બાળવયી હતા; છતાં દૂરંદેશી રાજમાતા મીનળદેવીની તેમને હૂંફ હતી, શાન્તુ મહેતા, મુંજાલ મહેતા તથા ઉદયન જેવા મંત્રીઓની તેમને વફાદાર મદદ હતી અને પટ્ટણી યોદ્ધાઓની સેના તેમનું રક્ષણ કરવા તત્પર જ હતી. મોટા મોટા જ્ઞાનીઓ ને ધર્મગુરુઓ પણ બાળ મહારાજાને દોરવા તૈયાર હતા. મૂળરાજ સોલંકીએ સત્તાનો પાયો ઊંડો રોપ્યો હતો. ભીમદેવ પહેલાએ તેનો શક્તિપૂર્વક વધારો કર્યો હતો. કર્ણદેવ મહારાજે પણ તેમાં વૃદ્ધિ કરી હતી.

છતાં પાટણે હજી ઘણું કરવાનું હતું. પાટણમાં ને ગૂજરાતમાં અંદર અંદરની શાન્તિ જાળવવાની હતી. કર્ણદેવ

મહારાજના ગયા પછી ખાઈબદેલા અમલદારો નિરંકુશ થવા મથતા હતા અને લોકો લાંચ, વેઠ અને લૂંટફાટના ત્રાસથી અકળાતા હતા. દૂરનાં ગામડાંઓનો પોકાર તો વધતો જ જતો હતો. ધાર્મિક એકતા ઠીક હતી પણ ખંભાતથી આવતા મુસાફરો ત્યાંના ધાર્મિક ઝઘડાઓની ફરિયાદો પાટણમાં ઠાલવે જ જતા હતા. પાટણમાના લશ્કરને પણ સંગઠિત કરવાની જરૂર હતી. શ્રીસ્થલના બ્રાહ્મણોમાં પણ કંઈક અસંતોષ ધીકતો હતો. આજુબાજુનાં નાનાં મોટાં રાજ્યો તો હતાં જ ! વેરાએલાં રાજ્યોને એક દોરે ગૂંથી સુદૃઢ સત્તા – મહારાજ્ય ઊભું કરવાની પાટણની રાજ્યદૃષ્ટિ હતી. પણ એ ક્યાંથી થાય ? સોરઠમાં જૂનાગઢના રા'નવઘણની શક્તિ વધતી હતી અને પાટણથી જુદા પડવાની તેની ઇચ્છા પ્રબળ થતી હતી. માળવા તો ગૂજરાતને રાજદ્વારી ને સાંસ્કારિક ક્ષેત્રે મહાત કરીને આશ્રિત કરવા તત્પર જ રહેતું. આ બધું થાળે પાડવું ને પાટણને મહારાજ્ય બનાવવું એટલે ઇતિહાસને પાને ન ભૂલી શકાય તેવી ઘટનાઓની ઉથલપાથલ માટે તૈયાર રહેવું ! પાટણમાં આ બધું મેળવવા પૂરતી તાકાત હતી ?

રાજમાતા મીનળદેવીનું ચિત્ત હવે રાજકારણ કરતાં ધર્મના વિષયમાં વધુ મગ્ન રહેતું હતું. દક્ષિણનો દેશ તજી જેને કારણે પોતે પાટણ લગી આવી હતી તેવા પોતાના પ્રિયતમ વીર

પતિ કર્ણદેવની સ્મૃતિ તેના હૃદયને ઘણીવાર હલાવી નાખતી. કર્ણદેવનો વિચાર તેનામાં જયસિંહદેવની સ્મૃતિ જગાવી જતો અને પોતાના મૃત રાજવી પતિની મહેચ્છા પોતાનો એ પુત્ર સફળ કરશે યા નહિ એના વિચારો પણ એના માનસને ઘેરી વળતા એકાન્તમાં એની પાંપણે એકાદ આંસુ પણ આવી જતું – ગૂજરાતને મહારાજ્યનું પદ વરેલું જોવા એ ઝંખતી, છતા જીવનની ક્ષણભંગુરતાના ખ્યાલો એને છોડતા તો ન હતા જ.

અને બાલ જયસિંહદેવને રાજવી બનવામાં માર્ગ દાખવતા વૃદ્ધ અનુભવી મંત્રીશ્વર શાન્તુ મહેતા પણ એક પળનો ય વિરામ ઇચ્છયા વિના ગૂજરાતનો વાવટો ઊંચો ચડે તે માટે પ્રવૃત્તિઓમાં દટાઈ રહ્યા હતા; અને મુંજાલ મહેતાની વાતોમાંથી તો બાલ મહારાજા એક જ સાર મેળવતા કે, "ગૂજરાતને સામ્રાજ્યનું સ્વામી બનાવવાનું કાર્ય મુશ્કેલ છે જ નહિ !"

જ્યારે જયસિંહદેવ પણ પોતાની રીતે પોતાનું જીવન ઘડી રહ્યા હતા. ત્રિભુવનપાલ સોલંકી, શોભ અને કેશવને લઈ એ બાલરાજવી સરસ્વતીને કાંઠે કેટલું ય અંતર અશ્વો પર સ્વાર થઇને વટાવતા. કોઈવાર જાણીજોઇને મિત્રોથી વિખૂટા પડી પાસેના ગામડામાં ખેડૂતોની ઝૂંપડીઓમાં પણ તે ઘૂસી જતા અને ત્યાંથી જાણેલી અવનવી વાતો રાત્રે

મીનળદેવીને ખુલ્લે દિલે કહેતા. તલવાર ને ભાલાનાં દ્વંદ્વ-યુધ્ધો ખેલવામાં, હાથીઓને અંકુશમાં રાખીને દોડાવવામાં, કુસ્તીના દાવપેચમાં જયસિંહદેવની કુશળતા ખીલતી જતી હતી. કવિમિત્ર શ્રીપાલ પાસે કવિતા સાંભળ્યા કરવામાં અને વયોવૃદ્ધ ગોવિન્દસૂરિ સમા પંડિતો સાથેની વાતચીતમાં એનો રસ કદિ ય ઓછો થતો ન હતો. શાન્તુ મહેતા સાથે પાટણનાં મંદિરો ને ચૈત્યોમાં જતાં તેના ચિત્ત પર ધાર્મિકતાનો રંગ ચડતો. તેની પ્રગતિ ઝડપી હતી, કારણ તેની એકાગ્ર દઢ ઉદાર ને વિનયી પ્રકૃતિ.

ગૂજરાત આખું પાટણના સ્વામીનો આ વિકાસ આશાભરી દૃષ્ટિથી જોતું હતું. શાન્તુ મહેતા, મુંજાલ મંત્રી ને મીનળ રાજમાતાનાં સ્વપ્નાંઓ માટે ભૂમિ તૈયાર થતી હતી. ખીલતા ફૂલની ફોરમ વાતાવરણને પલટી રહી હોય એવું જણાતું હતું.

*

અને બાલ મહારાજ આવી આશાઓ ફલિત કરવા શક્તિમાન્ છે એ વસ્તુનો ખ્યાલ તો પાટણે થોડાજ સમયમાં અનુભવ્યો.

કર્ણદેવ સોલંકીના મૃત્યુ પછી તેનો મામો મદનપાલ પાટણની પ્રજાને શિરે ત્રાસ ગુજારી રહ્યો હતો. પાટણ

શહેરમાં છાની તેમ ઊઘાડી વાતો ચાલતી કે તેને પાટણની કંઈ પડી ન હતી. તેની દૃષ્ટિ ખરાબ હતી ને લાંચ લેવામાં તો તે માણસાઈને પણ કોરે મૂકી દેતો હતો. પરંતુ રાજાના પિતાના મામા સામી આંગળી કોણ ઊંચી કરે ?

છતાં ય આજે તો અણધારેલું બની ગયું.

લીલાધર વૈદનું નામ પાટણ તો જાણે જ પણ આજુબાજુનાં કેટલા ય લોક માનતા કે લીલાધર વૈદને માથે દેવના હાથ છે! દેવના હાથ તો દરેકને માથે હોય જ છે ને? – પણ કોઈ એ હાથ ભાળીને તેના દોરવાયા દોરાય તો કોઈ તેની અવજ્ઞાય કરે! છતાં લીલાધર વૈદનું દ્વાર દરેકને માટે ખુલ્લું જ હતું એની તો ના જ નહિ. પ્રજામાં તેમજ રાજગૃહે લીલાધર વૈદનાં પગલાં સત્કારાતાં. છતાં આજે તો આ વૈદરાજનો નોકર આંગણેથી જ બધાંને પાછાં વાળતો અને કહેતો, "જાઓને ભાઈ! રાજમહેલ સિવાય કોઈ ઠેકાણે હવે વૈદરાજ જવાના નથી તેમ દવા ય આપવાના નથી!" લોકોના આશ્ચર્યનો ને ખેદનો પાર ન હતો — "આ શું? લીલા વૈદનું બારણું દર્દીઓ માટે બંધ?"

સાંજ ઢળી ન ઢળી ત્યાં તો ગામ આખું જાણી ગયું કે વૈદરાજની ઔષધિઓ હવે કોઈને મળશે નહિ! પાટણની લોકજીભે આખરે આની કારણભૂત વાત બહાર પાડી:

કર્ણદેવ મહારાજના જુલમી મામાએ ભાણેજના મરી ગયા પછી લાંચથી પોતાનું ઘર ભરવા માંડેલું. મામા મદનપાલની દાઢમાં છેવટ લીલાધર વૈદ પણ બાકી ન રહ્યા! દર્દનું બહાનું કાઢી વૈદરાજને તેમણે પોતાના ભુવનમાં નિમંત્ર્યા અને પછી તો બત્રીસ હજાર જેટલી મોટી રકમ આપવા માટે વૈદરાજને ફરમાન કર્યું, મારપીટ પણ કરી. વૈદરાજે તે જ ઘડીએ પાણી લીધું, "રાજભુવન વિના બીજે સ્થાને આ ક્ષણથી હું મારી ઔષધી આપીશ નહિ!"

પાટણે જાણ્યું તે જ પાટણપતિએ પણ જાણ્યું. મીનળ, શાન્તુ મહેતા કે શોભ મહેતા પણ તેમના રોષિત મનના પ્રકોપને ખાળી શકવા અસમર્થ હતા – "મામા મદનપાલ હોય કે ગમે તે હોય, પ્રજા પહેલી પછી બીજું બધું!" પોતાના પિતાની આશિષ એને યાદ આવી, પોતાનું શિક્ષણ એણે સંભાર્યું.

બીજી સાંજ પણ હજી શમી ન હતી ત્યાં તો પાટણ પાછું સ્તબ્ધ થઈ ગયું. પાટણની જનતાને જાણ થઈ કે બીજી જ સવારે કોઈ બહાનું કાઢી શાન્તુ મહેતાની સંમતિ મેળવી મહારાજ જયસિંહદેવે પોતાના પિતાના જુલમી મામાને આ જગતની નશ્વરતા સમજાવવા દુનિયાની વિદાય લેવરાવી હતી! મદનપાલના આશ્રિત સૈનિકો અને રાજરક્ષકો વચ્ચે નાનકડું યુદ્ધ પણ થઈ ગયું એ વાત પણ જનતાની જીભે

રમતી હતી. મદનપાલ મામાએ ગુજારેલા અનેક સીતમોનું સંભારણું ચૌટે ચૌટે તાજું થયું, પોતાના વડીલને પણ પ્રજાવિરોધી થવા બદલ વિના વિલમ્બ આવી શિક્ષા કરનાર બાલરાજવી જયસિંહદેવનું નામ જનતાના હૃદયમાં વસી રહ્યું અને કોઈક અનુભવી પટ્ટણીથી તો બોલી પણ જવાયું, "હાશ! ઝેરી નાગ તો મરે જ છોડે!"

સંધ્યાટાણે દેવને ગોખ દીવી કરતાં એક ડોસી પણ ધીમેથી બબડયાં, "પરભૂ! મારા રાજાને સો વરસનો કરજે!"

*

પ્રજાજનોની આવી મૂંગી આશિષો છતાં જયસિંહદેવ મહારાજના મનને ઉપર્યુક્ત પ્રસંગ પછી શાન્તિ ન હતી. પોતાના પ્રિય અશ્વ પર સ્વાર થઈને સરસ્વતીને કાંઠે દૂરદૂરનાં અંતર વટાવતી વેળા, કે શ્રીપાલની રસિક કવિતાનું પાન કરતી વેળા અથવા શાન્તુ મહેતાની શાણી સલાહ સાંભળવાની ક્ષણોએ પણ તેમનું ચિત્ત તો આ પ્રસંગે તેમના વિચારોમાં જગાવેલા મંથનમાં જ ડૂબી જતું—'મદનપાલ મામા જેવા પાટણની પ્રજા પર ત્રાસ ફેલાવનારા કેટલા હશે? કોણ કોણ હશે? રડતી પ્રજાનું ડૂસકું હું હરપળે ક્યારે કઈ રીતે સાંભળીશ!' તેમની આવી વિચારની દોડ આડે કવચિત્ તેમના દોડતા અશ્વની ઠોકર આવતી તો

કવચિત્ કવિ શ્રીપાલનો મીઠો કટાક્ષ આવી જતો તો વળી કોઈવાર શાન્તુ મહેતા સ્વસ્થ સવાલ પૂછતા, "મહારાજ ધ્યાન તો છે ને ?"

અને આ વિચારોના મંથનમાંથી જ એમને સૂઝ્યો એક માર્ગ: રાત્રિચર્યાઓ કરી પ્રજાની સ્થિતિ જાણી લેવાનો માર્ગ. એ માર્ગે જતાં પાટણનો સ્વામી પાટણનો સાચો સેવક પણ બની રહ્યો. અજાણ્યા પોષાકમાં પાટણપતિએ પ્રજાનાં સુખદુઃખ સાંભળ્યાં, જોયાં ને પોતાની નગરીનાં અજવાળાં – અંધારાં જાણ્યાં. આવી રાત્રિચર્યાઓએ તેમને આપેલ અનુભવના જ્ઞાને એમણે પોતાનું જીવન પોતાનું રાજ્યતંત્ર અને એ રીતે પાટણનું અને ગૂજરાતનું સંગીન ઘડતર કર્યું.

ધીમે ધીમે રાજસભામાં પણ મહારાજ જયસિંહદેવની પ્રતિભાનું પાટણે દર્શન કર્યું. પાટણ નરેશની રાજસભા પણ ભવ્ય હતી. આશ્રિત રાજવીઓ – સામંતો, પીઢ મુત્સદ્દીઓ, બ્રાહ્મણ મહાજનો, યોદ્ધાઓ જૈનાચાર્યો, ધનપતિઓ અને પરરાજ્યના સાંધિવિગ્રહિકો બિરાજતા ત્યારે એ રાજસભાનું ગૌરવ અનેરુ લાગતું. જયસિંહદેવના પીતરાઈ ભાઈ દેવપ્રસાદ સોલંકીએ તો કર્ણદેવને પગલે જવા સરસ્વતી તીરે જઈ અગ્નિસ્નાન આદર્યું હતું, પણ તેમનો તેજસ્વી પુત્ર મંડલેશ્વર ત્રિભુવનપાલ સોલંકી આ સભાની શોભા હતો.

અણહિલપુર પાટણની આવી શાન્ત રાત્રિએ રાજભુવનના દુર્ગની એક નાની બારીએ, જાણે કે, અવાજ કર્યો 'ચૂ – પ!' એ બારીમાંથી બે જુવાન જેવી જણાતી વ્યક્તિઓ બને તેટલી શાન્તિથી બહાર નીકળી. અંદર રહેલી ત્રીજી વ્યક્તિનું મુખ નાની મશાલના ઝાંખા તેજે પણ દેખાઈ રહ્યું – એ તો રૂપસિંહ નાયક જ! વેધક આંખો, લાંબું મરોડદાર નાક, ધોળી મૂંછો ને થોભિયાં, ટટાર ડોક, – પાટણવાસીમાંથી ભાગ્યે જ કોઈ એને નહિ જાણતું હોય! રાજમહાલયના રક્ષકોનો એ નાયક હતો. સ્વર્ગસ્થ કર્ણદેવ મહારાજના સમયથી એનું કર્તવ્ય એ જ હતું. જીવનમાં એ હતો એકલા અટૂલા વૃક્ષ જેવો. એની પ્રમાણિકતાને મુત્સદ્દીઓ સો ટચની કહેતા. રાજકુટુમ્બનાં બાળકો તો રોજ સવારે એને ઘેરી વળતાં અને એ તેમને અલકમલકની બોધક વાતો પણ કહેતો. રૂપસિંહ નાયકનું જીવન આ રીતે તો ભર્યું ભર્યું જ રહેતું. આજે તો રાજમહાલયનો પત્થરે પત્થર તેનો ભાઈબંધ બની ગયો હતો.

·

મહા મહીનાની આજની આ મધ્ય રાત્રિએ પાટણના રાજભુવનના કિલ્લાની બારી આમ ખોલી આપી તેમાંથી બે જુવાનોને જવા દેનાર રૂપસિંહ નાયક દૂર જતી બે પીઠોને ક્ષણભર જોઈ રહ્યો. બન્નેએ રજપૂતનો વેશ પહેર્યો હતો. બન્નેની ચાલમાં નિશ્ચય હતો પીઠ પરથી જ બન્નેના

સુદઢ બાંધા વિષે વિચાર આવી જાય તેમ હતું. પાટણના સિંહાસનનો સ્વામી જયસિંહદેવ સોલંકી અને એમનો દોસ્ત શોભ મહેતા – રૂપસિંહ નાયક પાટણપતિની મહેચ્છાઓને મૂર્ત થતી જોઈ રહ્યો. પોતાના યુવાન રાજવીની બાળપણની કાયા એણે યાદ કરી – ફૂલ સમી સુન્દર! આજે એણે જોયું કે એ કાયાએ સિંહનો પ્રભાવ ધાર્યો હતો. એનું હૃદય હર્ષથી ધડકી રહ્યું – એણે બારી બંધ કરી.

"શોભ!" જયસિંહદેવે થોડે ગયા પછી મૌન છોડયું.

"મહારાજ?"

"ચૂપ! આ વેશમાંય 'મહારાજ?'" જયસિંહદેવે શોભનો હાથ દબાવ્યો.

"ઓ! ભૂલી ગયો! ભૂલી ગયો! કેમ, હમીરસિંહ?" બન્નેનું આછું આછું હસવું"એકાન્તમાં વેરાઈ ગયું. કાળી રાતના તારાઓએ તે જોઇ આંખો પટપટાવી. પાટણના લતાઓ લગભગ નિર્જન હતા – નાનાં મોટાં મકાનો પણ સ્તબ્ધ બની ઊભાં રહ્યાં હતાં. જયસિંહદેવ સોલંકી (હમીરસિંહ) અને શોભ મહેતા સૂની બજારમાં થઈ ભીમેશ્વર મહાદેવના ખાંચા ભણી વળ્યા.

"હમીરસિંહ!" શોભ મહેતાએ જયસિંહદેવને ધીમે સાદે બોલાવ્યા, "કર્ણમેરુમાં મળેલા પેલા વણિકનું ઘર

ગયું તે જોયું ને? પે — લું! નીચી છાપરી ને બહાર દીવો બળે છે તે —!"

"હા, હા! ડાબી બાજૂ પરનું ને, શોભ?"

"પણ હમીરસિંહ! મારું નામ તો...." શોભ મહેતાને વચ્ચેથી જ અટકાવી ધીમું હસી જયસિંહદેવે કહ્યું, "હા — ભાઈ, હા! તારું નામ કેસરસિંહ ને? કેસરસિંહ, કર્ણમેરુ મંદિરમાં તે દિવસે નાટક થતું હતું તે વેળા, યાદ છે? મેં આ વણિકને કપૂરિયાં પાનનાં બીડાં આપેલાં ને તેં એને વાતે ચઢાવેલો! ચણા વેચનાર વાણિયાની વાતોમાં ય કેટલી બુદ્ધિ કેટલું હૃદય હતું, શોભ?"

"વળી પાછું 'શોભ'? હમીરસિંહ, જ્યારે તમે એને બીજી સવારે મહાલયમાં બોલાવી ઠપકો આપ્યો કે 'કાલે રાતે મારે ખભે હાથ મૂકી રાખીને વાતો કરવામાં તમે મારા ખભાને દુખવી નાખ્યો!' ત્યારે એનો જવાબ કેવો સરસ હતો?"

"હા, જો ને!", જયસિંહદેવે યાદ કરતાં કહ્યું, "કહ્યું કે દરિયા સુધી લંબાએલી ધરણીનો ભાર ખમનારને મારા જેવા ગરીબ વાણિયાના હાથનો ભાર તો શાનો લાગે?" બન્નેનું ધીમું હાસ્ય ફરી વાતાવરણમાં ભળી ગયું.

"અને એમાં જ તો એ ન્યાલ થઈ ગયો ને, હમીર-

સિંહ ? એ ભેટ ને બક્ષિસો લઇને તો એ આ છાપરીની જગ્યાએ મોટી ચન્દ્રશાળા બંધાવશે, જોજોને!" શોભે વણિકનું ઘર ફરી જોયું, ને મીઠું હળવું હાસ્ય પણ કર્યું. શોભનું સ્મિત જયસિંહદેવ મહારાજને ઘણું પ્રિય હતું – એ હસતો ત્યારે, જાણે કે, એ એના સંસ્કારો ને મધુર હૃદયને જ વ્યક્ત કરતો હતો!

પરંતુ શોભ મહેતાનું હાસ્ય ઝાઝું ન ટક્યું. ભીમેશ્વર મહાદેવનો ખાંચો છોડી તેઓ રાણીવાવને રસ્તે આગળ વધતા હતા ત્યાં જ ડાબી બાજુની એક ખડકીમાંથી તેમને કાને એક ડૂસકું અથડાયું. ક્ષણભર બંને અવાક્ બની એ તરફ જોઈ રહ્યા ને પછી દૃષ્ટિથી જ વાત કરી લઈ તેઓ ખડકી ભણી ઝટઝટ જઈ પહોંચ્યા.

એ ખડકીનાં દ્વાર તો બંધ હતાં પણ જયસિંહદેવ અને શોભ ગંભીર બની ત્યાંજ ઊભા રહ્યા. અંદરથી એક શાન્ત અવાજ તેમણે સાંભળ્યો, "ભાઈ, અલી! આમ રડે કંઈ વળવાનું છે? જયસિંહદેવને તમે જોયા નથી – પાટણમાં કોઈનું રુદન તેમનાથી જીરવાતું નથી. ભાઈ લે, આ પાણી પી લે!"

જયસિંહદેવે તડમાંથી અંદર જોયું – દીવીના તેજમાં એમણે એક ગંભીર મુખમુદ્રાવાળો વૃદ્ધ પુરુષ અને ડૂસકાં ભરતો વૃદ્ધ જેવો જણાતો જુવાન જોયો. વૃદ્ધ પુરુષના ગૌર

બાહુઓ, સ્કંધો પાછળ ઝૂલી રહેલો રૂપેરી કેશકલાપ, છાતી પરનું જનોઈ,–શોભે પણ આ જોયું ને વિચાર્યું કે પાટણમાં હજી બ્રાહ્મણનું તેજ ઓછું થયુ નથી. ડૂસકાં ભરતો જુવાન એક ખાટલીને આશરે બેઠો હતો. એના વાળનું ઠેકાણું ન હતું તેમ એનાં કપડાં પણ ચીંથરેહાલ હતાં એના ગાલોમાં કાળા ઊંડા ખાડાઓ દૂરથી પણ દેખાઈ આવે તેવા હતા ને એની આંખોમાંથી તો નરી નિરાધારી જ નીતરતી હતી.

"મહારાજ, અંદર જઈશું ?" શોભે પૂછયું. જયસિંહદેવે માત્ર ડોકું હલાવી ના સૂચવી. એમણે શોભને ખસેડી તડમાંથી દૃષ્ટિ અંદર નાંખી.

"ખુદાને ખાતર આપ મને ન પૂછશો! આપ તો ખુદાના બંદા છો! કાફિરો તમને નહિ છોડે! ના – ના, મને અહીંથી જવા દો! આ દુનિયા કરતાં તો ખુદાનો દરબાર સારો છે." દીન સ્વરે બોલી રહેલા એ જુવાનને જયસિંહદેવ સાંભળી રહ્યા.

"ના – ના, અલી! એમ ન બોલો! દુનિયા આખીને ખરાબ ન કહેશો! એને સર્જનારો પણ ભગવાન્ જ છે ને? પાટણ અને ખંભાત કાંઈ એક નથી, અલી! હું તમને બધી મદદ કરીશ, પણ અલી! તમારે તમારી વાત તો મને કહેવી જ પડશે. નિરાશા તે તમારા જેવા જુવાનને

શોભે કે, અલી ?" ભીંતને ટેકે બેઠેલા પેલા પ્રભાવશાળી વૃદ્ધ બ્રાહ્મણને સાંભળતા જયસિંહદેવે શોભને ધ્યાનથી સાંભળવા સૂચવ્યું.

અલીનું બોલવું ફરી તેમને ખેંચી રહ્યું, "પરવરદિગાર માફ કરે ! ખંભાતમાં આજે પાટણનું રાજ ચાલતું નથી !" ચોંકી ગયેલા મહારાજ જયસિંહદેવના કાન વધુ સતેજ થયા, "હા ! ઉદા મહેતા જેવા બાહોશ વઝીર ખંભાતને સંભાળે છે, દરિયામાં આવ – જા કરતાં વહાણો ખંભાતને આંગણે અઢળક દોલત નાખે છે, પાટણ જેવાં બજારો ત્યાં પણ છે, મોટામોટાં આરસનાં મંદિરો ને મકાનો પણ ત્યાં છે, વિદ્વાનો ને લડવૈયાઓની પણ ખભાતમાં ખોટ નથી, – પણ, પણ, એક જ વસ્તુ ત્યાં નથી ! ઇન્સાનિયત ! મઝહબને નામે ઝઘડા, ખૂન અને દંગલ ત્યાં રોજ હોય છે જ ! મઝહબનું નામ લઈ, અમારા ખંભાતમાં, રોટી ને લંગોટી ઝૂંટવી લેવાય છે ! શું કહું ? પાટણનું રાજ ખંભાતમાં રહ્યું નથી ! મુસલમાનોને ત્યાં કોઈ સાંભળતું નથી ! મારા દાદાના વખતથી અમે ખંભાતમાં જ રહેનારા; આજે અમારે આમ રખડવું પડે છે – અમારી ધરતી અમારે છોડવી પડે છે ! મારું ગરીબનું ઘર રાખ થયું ને મારાં બૈરી છોકરાં ભૂખે પેટે .... !"

"હેં ?" વચમાંજ વૃદ્ધ બ્રાહ્મણ બોલી ઊઠયા.

"હા! મારા ઘરની કાંકરી પણ આજે જડે તેમ નથી! કર્ણાવતીમાં મારાં છોકરાં ને મારી બૈરી ભીખ માગતાં રખડે છે! હું અહીં આવ્યો છું પણ મારો કેડો હજી મૂકાયો નથી! ખુદાએ બનાવેલી દુનિયા બધા માટે સારી નથી જ! ખુદા, ખુદા, મોત આપવામાં પણ આટલો કંજૂસ થાય છે, તું!" જયસિંહદેવથી અલીનાં આંસુની ધાર સહન ન થઈ. એમણે શોભ તરફ જોયું. શોભે અલીની ફરિયાદ વધુ જાણી લેવા તેમને સૂચવ્યું, "અમારી એક જૂની મસ્જીદ ખંભાતમાં છે. કાફિરોને પૈસા આપી એને અગ્નિ પૂજનારાઓએ રાખ કરી દીધી! અમે પોકાર કર્યો ને દંગો મચ્યો. અમારાં લોક મુડદાં થયાં! ફરિયાદ કોને કરવી? ઉદા મહેતાએ તો જૈનધર્મનું છત્ર સ્વીકાર્યું છે! હમણાં પાંચેક વર્ષ પર એક ચાલાક છોકરાને દીક્ષા અપાઈ! શું એનું નામ – ?" વિચાર કરતા અલીને વધુ રોકાવું ન પડ્યું – વૃદ્ધ બ્રાહ્મણે જ યાદ આપ્યુ, "એનું નામ ચાંગદેવ! હવે એ થયો સોમચન્દ્ર!"*

"હા – હા! પણ તે દિવસે ખંભાતની શોભા જેવી થએલી તેવી મેં કદિય જોઈ નથી. ઉદા મહેતાના રાજમાં

* હેમચન્દ્ર આચાર્યને નામે પછીથી પ્રસિદ્ધ બનેલા વિદ્વાનવર્ય. વિ. સં. ૧૧૫૪માં તેમને દીક્ષા અપાઈ હતી.

તો ધોળાં કપડાંવાળાની* બોલબાલા છે. કોને ફરિયાદ કરીયે ? ખંભાતમાં રહેવું એટલે અમારા માટે તો મોતમાં જ જવું ! શું કર્‌હું ? આજે મારો એક પણ જાતભાઈ ખંભાતમાં નથી. અમારાં ઘર બાળી નંખાવ્યાં છે – લૂંટી લેવાયાં છે ને અમારાં માણસ તો બહાર ઢોરની જેમ રખડે છે ! ” જયસિંહદેવથી હવે ત્યાં વધુ રહેવાય તેમ ન હતું. શોભને દૂર લઈ જઈ તેમણે ધીમે રહીને કહ્યું, “ શોભ ! આ સાંભળ્યું ને ? આ ઘર ધ્યાન રાખજે ! આ અલી પાટણ ન છોડે તે જોવાનું કામ તારું, સમજ્યો ? ” જયસિંહદેવની ગંભીરતા શોભમહેતા સમજી ગયા.

ચન્દ્ર આથમે તે પહેલાં તો મુંજાલ મંત્રી ઊઠી જતા. આજે તો હજી તેઓ સવારની વિધિઓથી પરવારીને હીંચકે બેઠા હતા ત્યાંજ મહારાજ જયસિંહદેવના અંગત દૂતે આવીને એમને સંદેશો પહોંચાડયો, “ મહારાજ આપને યાદ કરે છે ! ” વૃદ્ધ થતા શાન્તુ મહેતા હવે નિવૃત્તિ ઝંખતા હતા તેથી ઉછળતી ભાવનાઓને વેગથી અમલમાં મૂકવા માગતા મહારાજને મુંજાલ મહેતાની સલાહ વધુ માફક આવતી. મંત્રી મુંજાલ પડખે હોય તો પોતાનાં મોટાં સ્વપ્નાં સફળ કરવા આડે કશું આવશે નહિ એવી એમની શ્રદ્ધા હતી. અલીની

* શ્વેતામ્બરી જૈનો.

આપવીતી જાણી જયસિંહદેવનું ચિત્ત ખળભળી ઊઠ્યું હતું અને મુંજાલ મહેતા જ તેમાંથી માર્ગ કાઢી શકશે એવું લાગતાં એમણે તરત જ દૂતને દોડાવ્યો.

મુંજાલ મહેતા આવ્યા. એ જ એમની સ્વસ્થ ગતિ, એ જ એમનો ગંભીર ધીર પ્રભાવ અને એ જ એમની વિચક્ષણતા. જયસિંહદેવ સોલંકી પોતાના આ મંત્રીરત્નને ક્ષણેક નિરખી રહ્યા પરંતુ અહીની વાત તેમને યાદ આવી અને મુંજાલ મહેતાનું સ્વાગત તેથી તો એમણે નવીજ રીતે કર્યું, "આવો, આવો, મહેતા! પાટણનો વાવટો તો હવે આકાશને આંબે છે હોં! તમ સમા સુરખ્ખી મંત્રી ને મારા જેવો રાજવી, પછી શું કમી રહે?" જયસિંહદેવનાં તીખાં વાક્યો મુંજાલ મહેતા સમજવા પ્રયત્ન કરતા લાગ્યા, "મહેતા, હવે તો પાટણ નિરાંતે યુગો લગી ઊંઘ્યા કરે તોય વાંધો નથી, ખરું? દુનિયા આખી પાટણના પગ ધોતી હોય તો પછી પાટણે શું કરવા જાગવું, કેમ?"

"મહારાજ! પાટણમાં–" મુંજાલ મહેતા હજી જયસિંહદેવના કટાક્ષોનો મર્મ સમજવા મથી રહ્યા હતા.

"હા! હા! પાટણમાં બધું જ છે! મહેતા, પાટણમાં શું નથી? વિદ્યા છે, વૈભવ છે, રાજદ્વારી શ્રેષ્ઠતા છે, તમે છો, હું છું, મીનળ ....!" જયસિંહદેવની વાણીમાં ઉતાવળ હતી.

"મહારાજ, એની કોઈથી ના પડાય તેમ છે?" મુંજાલ મહેતાની મુત્સદ્દી દૃષ્ટિ સ્થિર થતી હતી, "એ બધું છે તોજ પાટણ મોટું થઈ શકે તેમ છે ને?" ભાવનાથી ઉછળતા યુવાનના હૃદયને પછી તો મુત્સદ્દીએ વશ કર્યું. "ખંભાતમાં પાટણનું રાજ નથી!" એ અલીના વારંવાર બોલાએલા શબ્દોએ તો મુંજાલ મહેતાની આંખો પણ પહોળી કરી.

"મુંજાલ મહેતા! આ પાટણની આબરુ? પાટણની આ સત્તા? પાટણને સામ્રાજ્યનું કેન્દ્ર કરવું છે તે આ રીતે? તમે ને હું બેઠા હોઈએ તોપણ પાટણને લલાટે આ ટીલી?" સોલંકી રાજવીની અસ્વસ્થતા વધી રહી હતી.

"મહારાજ! એવું તો કેમ કહેવાય? પણ આ તો રાજખટપટ ગણાય, ઉતાવળે કામ ન થાય, આમાં! મહારાજ, રાંમરાજ્યમાં પણ..... "

"બસ, મહેતા! બસ. શાન્તુ મહેતાના ગોળાનું પાણી તમે ય પીધું લાગે છે. તમે ભલે વૃદ્ધ બનો. હું જાતે જ ખંભાત જઈશ – બસ, આવતી કાલે સવારે જ. જાતે જ હું જોઈશ કે ...."

"પણ મહારાજ! ફાગણ સુદ પૂનેમનો દરબાર ભૂલી ગયા? તે વખતે ઉદયન મંત્રી અહીં પાટણમાંજ – !" મુંજાલ મહેતાની ચકોર રાજદૃષ્ટિ કામે લાગી ગઈ હતી.

"મહેતા! બધી ગણતરી મેં કરી લીધી છે. અહીં તમે છો, શાન્તુ મહેતા છે ને આ છે! પૂનમ પહેલાં તો બધો નિર્ણય હું કરી જ દેવાનો છું. ધર્મના કાર્યમાં વિલમ્બ હોય?" કહી જયસિંહદેવ ધીમું સૂચક હસ્યા. મુંજાલ મંત્રી પણ સંતોષથી હસી રહ્યા પાટણપતિના ઉત્કર્ષને ભાવિના ફલકે મૂર્ત થતો જોઈ મુંજાલમંત્રી મનમાં ને મનમાં આનંદ અનુભવી રહ્યા.

*

અને બીજે દિવસે સવારમાં પોતાના ખાસ પંદરવીસ ઘોડેસ્વારો સાથે જયસિંહદેવ પાટણથી ખંભાત જવા નીકળી ગયા. તે જ વખતે શોભ મહેતાને ઘેર, શાન્તુ મહેતાએ મુંજાલ મંત્રીની સૂચના પ્રમાણે અલીને બોલાવી લીધો હતો. પાટણને તો ખબર પણ નહોતી કે પોતાનો ભૂપાળ સવારની ઠંડીમાં ઘોડા દોડાવતો ગુપ્ત વેશે ખંભાત તરફ જઈ રહ્યો છે. મોટાં મોટાં ગામોને કોરે રાખી જયસિંહદેવની ટુકડીએ આગળ વધવા માંડ્યું. શ્રીપાલ કવિની કવિતાનું પાન કરતા જયસિંહદેવનું ચિત્ત આવી સ્થિતિમાં પણ સ્થાને સ્થાને અવનવાં દૃશ્યો જોઈ તેમાંનું જીવન માણતું હતું. પાટણની અને પોતાની યશવાર્તાઓ પણ એણે લોકોને કંઠ વહેતી સાંભળી, લોકજીવનની બીજી સમસ્યાઓ પણ એમને જાણવા મળી.

એમના જીવનમાં આ પહેલું સાહસ હતું એ વિચારે એમણે ઘોડાને એડી મારી વધુ દોડાવ્યો.

સરખે સરખા જુવાનો હોય, નાયક તરીકે મહત્ત્વાકાંક્ષી વીર રાજવી હોય, અશ્વો એકબીજાનું પાણી મુકાવે તેવા ચુનંદા હોય, અને નજર સામે યશ આપે તેવું પરાક્રમ હોય ત્યાં ખંભાતને દરવાજે આવી પૂગતાં વાર શી? અહીં આવીને ફરી બધાએ વેશ બદલી લીધા. પાટણપતિએ અને તેમના એક અંગત દૂતે જૈનવેશ ધાર્યો. ખંભાતને સીમાડે એક પુરાણા ખંડેર જેવા મંદિરની બહાર પાટણપતિના ટુકડીએ મુકામ રાખ્યો અને દરેકને તેના કર્તવ્યની સોંપણ થઈ ગઈ.

માત્ર ચોવીસ કલાકનો જ એ વસવાટ હતો, છતાં ખંભાત ખૂંદી ખૂંદી જયસિંહદેવ સોલંકીએ જાણવાનું જાણી લીધું. અલીની વાતનું પ્રત્યક્ષ રૂપ એમણે ખંભાતમાં જોયું. યવનોની પાયમાલીની કહાણી ખંભાતવાસીઓ રસપૂર્વક કરતા એમણે જોયા. અપાસરામાં મળી ગયેલા એક જૈન ભાઈએ તો તેમને જાત ભાઈ ગણીને કહ્યું પણ ખરું, "ભાઈ! એ તો એવું જ હોય ને? પાટણમાં ભલે સૌનું સહિયારું ચાલે! અહીં ખંભાતમાં તો આપણું જ રાજ ચાલે છે, સમજ્યા? આ તો આપણી – જૈનોની ઇન્દ્રપુરી છે ઇન્દ્રપુરી! એ તો ઉદા મહેતા ઉદાર દિલના,

બાકી મારું ચાલે તો જૈન સિવાય કોઈનું અહીં ચાલવા જ ના દઉં ને ! કેમ ભાઈ, કેમ બોલ્યા નહિ ? ધરમને ખાતર એટલું ય ન કરીયે તો પછી આપણે માણસ શેના, હેં ?"

પાટણપતિને આ સાંભળી કમ્પ આવી ગયો. એમને લાગ્યું કે ખંભાતનું નાવ ખરાબે જતું હતું. પોતાના રાજ્યના આવા મોટા નગરનું ભાવિ આવું થશે તે વિચારતાં તેમનું મન ગમગીન થયું. ધર્મને નામે માણસાઈ મૂકી નિરંકુશ વર્તન થયાનું જયસિંહદેવ સોલંકીએ જોયું. ખંભાતની રોનક તેમને અમંગળ લાગી. પાટણને મહારાજ્યનું પદ અપાવવાનું તેમનું, તેમના પિતા કર્ણદેવનું સ્વપ્નું દૂર ચાલ્યું જતું-અશક્ય બની જતું એમણે જોયું.

થોડા જ દિવસોમાં પાટણપતિ પાછા પાટણમાં આવી ગયા. માત્ર શાન્તુ મહેતા, મુંજાલ મહેતા, શોભ અને રાણી મીનળ વિના કોઈને જાણ પણ ન થઈ કે પાટણનો નરેશ પાટણની બહાર શું કરી આવ્યો, ક્યારે કરી આવ્યો ?

*

ફાગણ સુદ પૂર્ણિમા આવી અને પાટણના નવજવાનો અને યુવતીઓ વસંતના રંગને વધાવવા ઘેલાં થયાં. હોંસીલાંઓનાં રંગભીંજણ અને ઘેરૈયાઓના કલશોરે વાતાવરણની રમ્યતાને અધિક કરી રહ્યાં.

બીજી બાજુ એજ મંગળ પ્રભાતે પાટણના રાજમહાલયના સભાખંડમાં જયસિંહદેવ સોલંકીની સુવિખ્યાત રાજસભા ભરચક ભરાઈ ગઈ હતી. આરસના ભવ્ય સુંદર સ્તંભો, ઉપરના ગુમ્મજમાંની આકર્ષક પ્રતિમાઓ અને રંગબેરંગી ફૂલલતાઓની ગૂંથણી, ત્રણે બાજુની દિવાલો પર પાકા રંગોમાં શોભતી મૂળરાજ સોલંકી, ભીમદેવ બાણાવળી, રાજર્ષિ કર્ણદેવ અને અણહિલપુરની અન્ય વિશિષ્ટતાઓની ચિત્રાવલિ, ઘુમ્મટની તળેની ગોળ પટ્ટી પર લખાએલાં સંસ્કૃત પ્રાકૃતનાં સુભાષિતો, પશ્ચિમ તરફની ભીંતને ટેકે ઝૂલતો સોલંકી કુળનો કુક્કુટધ્વજ અને ત્યાં જ વિરાજતું પાટણપતિનું યશસ્વી સિંહાસન; રાજસભાના આ ઐશ્વર્ય તરફ સહુની દૃષ્ટિ ખેંચાતી હતી.

અને રાજસભામાંનું માનવ મંડળ કંઈ ઓછું ઐશ્વર્ય-વંતું ન હતું. પરમ ભટ્ટારક શ્રીમત્ મહારાજ જયસિંહદેવ સોલંકી ઉપરાંત મંડલેશ્વર ત્રિભુવનપાલ, તેમના ત્રણ પુત્રો – કીર્તિપાલ, મહીપાલ અને કુમારપાલ,* આબૂ ને નડૂલના રાજાઓ, સામંતો, શાન્તુ – મુંજાલ – દાદાક – ઉદયન વગેરે મુત્સદ્દી ધુરંધરો, જ્ઞાની બ્રાહ્મણમંડળ, વિદ્વાન સૂરિઓ, સેનાનીઓ ને સુભટો; – રાજસભાનો ઠાઠ ઓછો ન હતો.

ગાન – નૃત્ય ને બંદીજનો – ભાટજનોનાં સ્તવન પૂરાં

* સિદ્ધરાજ જયસિંહ પછી પાટણનો રાજવી થનાર વીર.

થયાં પરંતુ જયસિંહદેવ મહારાજનું મન આજે તેમાં રસ લઈ શકે તેમ ન હતું. એમની એ વ્યગ્રતા આખરે વ્યક્ત થઈજ, "શાન્તુ મહેતા! આજનું કોઈ ખાસ કામ છે ખરું?"

"મહારાજ, આજે તો આનંદનો દિવસ; કામ તો આજે શાનાં હોય?", શાન્તુ મહેતાની અનુભવભરી વાણી સભામાં વહી રહી, "પણ – હા, મહારાજ! મુંજાલ મંત્રીને ઘેર એક પરદેશી વીર પધાર્યા છે. આ રહ્યા એ આપણા અતિથિ!" સર્વનું લક્ષ મુંજાલ મહેતાની બાજુમાં બેઠેલા એક યુવાન તરફ ગયું.

"મહેતા, ક્યાંના છે એ?" જયસિંહદેવે પ્રશ્ન કરતાં કરતાં જોયું કે યુવાનની મુખરેખાઓ વીરની હતી.

"મહારાજ!", મુંજાલ મહેતા ઊભા થયા, "એઓ આવ્યા છે તો ઠેઠ દક્ષિણ તરફથી! પાટણપતિની સેવા કરવાની એમની ઇચ્છા છે. આપણા તેઓ સગા પણ કહેવાય – રાજમાતા મીનળદેવીના ભત્રીજાના આ યુવાન માસિયાઈ ભાઈ થાય. યુદ્ધમાં તેમની ફાવટ અજબ છે, તો એમનું દિલ પણ દરિયા જેવું છે. એમનું કુળ સાન્તારનું, અને એમનું નામ છે જગદેવજી!* આપની આજ્ઞા હોય તો –!" મુંજાલ મહેતા ક્ષણેક થોભ્યા.

* લોકકથાનો જગદેવ પરમાર. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીનો મત અહીં મેં સ્વીકાર્યો છે.

"ભલે, ભલે, જગદેવજી! મીનળ માના નામે એંચાઈને આવ્યા છતાં રહેવાનું રાખ્યું મુંજાલ મહેતાને ઘેર, ખરું?" જયસિંહદેવ મહારાજની મીઠી ટકોરે સભાનું વાતાવરણ હળવું બનાવ્યું, "હશે," જયસિંહદેવની દષ્ટિ ચમકી રહી, "પાટણ ને પાટણના મંત્રી ક્યાં ભિન્ન છે? જગદેવ, પાટણમાં આવ્યા છો તો પાટણને પોતાનું માનજો. ગૂજરાતને તમારુ ઘર બનાવજો. તમ જેવા બહાદૂરોને પાટણ તો હમેશાં આવકારે. પાટણના તમે આજથી મહાપ્રતિહાર છો. પાટણ માટે તમારું જીવન ખર્ચી નાખજો. વીરની શોભા તો તેમાં જ છે ને?" સોલંકી રાજવીની મીઠી છતાં ગંભીર વાણી પ્રજા સાનંદ ઝીલી રહી.

અને સભા આખી હર્ષ પોકારોથી ગાજી ઊઠી – દક્ષિણનો એ વીર જુવાન પોતાની સમશેર પાટણપતિને ચરણે ધરી રહ્યો હતો. એનું એ મૌન પણ ઘણી ઘણી વાતો કહેતું જણાયું.

પછી નાગરમંત્રી દાદાકે પાટણનાં ગામડાંઓમાં વધી રહેલી ચોરીઓ વિષે વાત મૂકી. મુસાફર ભાટ લોકો, વણજારાઓ વગેરેને થતા ઉપદ્રવનાં એમણે દષ્ટાન્તો મૂકયાં. શાન્તુ મહેતાની સલાહ સ્વીકારી રાજસભાના એ નિર્ણયને સોલંકી નૃપતિએ સંમતિ બક્ષી કે આવી ચોરી થાય તો દેશાચાર મુજબ ચૌકડિકા પ્રવાહથી ગામલોકોએ તેનો પત્તો

મેળવી આપવો. જો ચોરી ગામમાંજ થાય તો જે વાડામાંથી તે ચોરાય તેણે તેનું વળતર આપી દેવું.

અને આખરે આવી અલીની આપવીતી! એને સભામાં ઊભો થતો જોતાં જ ઉદયન મંત્રીની દૃષ્ટિ આમતેમ ફરી વળી. બીજા ખંભાતીઓ પણ અસ્વસ્થ થઈ રહ્યા, અને કેટલાકો તો ગણગણાટ પણ કરવા માંડયા. પરન્તુ જયસિંહદેવ મહારાજની એક ગંભીર દૃષ્ટિએ જ ક્ષુબ્ધ વાતાવરણને પાછું સ્થિર કર્યું. ઉદયન મંત્રી પણ મુત્સદ્દી તો ખરાજ. એમણે ફરી સ્વસ્થ થઈ જઈ શાન્તુ મહેતાના કાનમાં પૂછ્યું, "મહેતાજી, આ કોણ?"

"શું છે શાન્તુ મહેતા? આ ક્યાંથી આવ્યો છે?" જયસિંહદેવના સ્વરમાં સત્તાનું બળ હતું. અલી તરફની તેમની કરડી નજરે તો અલીનાં ગાત્ર, જાણે કે, ગાળી નાખ્યાં! મુંજાલ મહેતાએ પરિસ્થિતિ કળી પ્રશ્ન પૂછ્યો, "ક્યાંથી આવો છો તમે? તમારે કંઈ કહેવાની ઈચ્છા છે?"

"શું નામ છે તમારું?" ઉદા મહેતાએ વિહ્વલ થતા અલીની સ્થિતિને વધુ વિહ્વલ કરવા ઊંચે સાદે પૂછ્યું.

"અલ્...ઈ...!" અલીની જીભ લોચવાતી હતી તે જોઈ શોભ આગળ આવ્યો ને શાન્ત સ્વરે તેણે તેને ઉત્તેજ્યો, "અલી? ઠીક! ઠીક! એમાં ગભરાય છે શું કરવા?

ખુદાથી ડરજે – બાકી, તારે જે કહેવું હોય તે કહે, ભાઈ!" શોભ મહેતાના આ શબ્દો ઉદા મહેતાને કહી રહ્યા.

અને પછી તો મુંજાલ મહેતાના ધીર આશ્વાસન શબ્દોથી હિંમતમાં આવી અલીએ કાલાવાલા કરતાં કરતાં પોતાની કહાણી કહી. વાતાવરણ આખું બદલાઈ ગયું. ખંભાતીઓ તો સ્થળવિવેક વીસરી બોલવા પણ માંડયા, – "દુષ્ટ છે દુષ્ટ!" "હડહડતું જડું, બીજું શું?" વગેરે. પરંતુ જયસિંહદેવે તીખી દષ્ટિ કરી કહી દીધું કે પાટણની દાંડી જડું સહી લેશે નહિ!

અલીની આપવીતી હજી પૂરી થઈ ન થઈ ત્યાં તો અંદર ને અંદર સમસમતા ઉદયન મંત્રી ઊભા થયા. સભાની નજર મંડાઈ રહી ત્રણ દિશામાં, – કડક મહારાજની, કંગાલ અલીની અને ક્ષુબ્ધ ઉદા મહેતાની. આતુર રાજ-સભાએ ઊભા થએલા મંત્રી ઉદયનની વાણી ઝીલી, "મહા-રાજ! આ માણસ મને દગાબાજ ને જૂઠો જણાય છે. ખંભાતનું અપમાન કરી એણે પાટણનું અપમાન કર્યું છે. ખંભાતની સમૃદ્ધિ અને સુખશાન્તિ આપના પ્રતાપે પ્રતિદિન વધી રહ્યાં છે તે આના જેવાઓને હાયા બનાવનારાઓથી કેમ સહેવાય? પાટણની ઉન્નતિ ન જીરવી શકતા કાવતરાં-બાજોની મને તો આ રમત જણાય છે! સોલંકી વંશની પ્રગતિ તેમનાથી જોવાતી નથી! ખંભાતમાં આમ છે ને

તેમ છે, તો હું પૂછું છું કે વાતો જ કરવી છે કે કોઈ પુરાવો બુરાવો છે? તારી વાતનો એક સાક્ષી તો લાવ! મહારાજ, ગૂજરાતને છિન્નભિન્ન કરવાની જ આ એક ચાલ છે! આવાઓને જાણ થશે કે પાટણની રાજ-સભામાં કાદવ ઉછાળવાનું કામ ચાલી શકે તેમ નથી, મહારાજ!" મહેતાની તીખી નજર અલીથી સહી જાય તેમ ન હતું.

"ખરી વાત છે! પાટણની ગાદી સામે ઊભા રહીને પાટણનું ભૂંડું બોલનારનાં હાડકાં રહેશે નહિ!" એક ખંભાતી અગ્રણીએ ઉચ્ચાર્યું, અને ક્ષણેકમાં તો સભામાં ખંભાતીઓ ઉદા મહેતાને ટેકો આપવા શોર વધારી રહ્યા. અલી પાટણમાં આવ્યો હતો ત્યારે જેવી હાલતમાં હતો તેવો જ અત્યારે ય હતો – કંગાલ, દુબળો, ચીંથરેહાલ ને ભીરું. મુંજાલ મહેતાની મુત્સદ્દી દૃષ્ટિએ તેને આવો જ રાખવાનું સૂચવ્યું હતું. એની નિર્માલ્ય આંખો વધુ નિર્બલ બની તરણું શોધવા મથી રહી. પણ એકેય તરણું એને મળવું શક્ય ન લાગ્યું – ક્યાં પોતે કંગાલ ને એકલો ને ક્યાં પાટણની રાજસભાના ઉચ્ચ સ્થાને બિરાજેલ ખંભાતનો મંત્રી અને તેના ટેકેદારો? ક્યાં પોતે ભિખારી ને ક્યાં પાટણની રાજસભા? થરથરતા હતાશ અલીને જોઈ ઉદા મહેતાના અવાજમાં બળ આવ્યું, "મહારાજ! જોયું ને

આ ? જવાબ આપી શકે છે આ ?" આખી સભા સોલંકી વંશના દીપક સમા જયસિંહદેવ મહારાજ તરફ અનિમિષ જોઈ રહી. મહારાજ ટટાર થયા, "ઉદયન મંત્રી, પાટણ માટે તમે અભિમાન રાખો છો એ પાટણ માટે સારી વાત છે ને તમારે માટે કુદરતી છે. ખંભાતનું અપમાન કરવું એટલે પાટણને નીંદવું એ ય તમે સાચું કહો છો. એવું કરનારની આંગળી, અરે ! એનું નામનિશાન, રહેશે નહિ !" જયસિંહદેવની વાણી સભાને ઢાંકી રહી હતી. મુંજાલ મહેતા મનમાં ને મનમાં યુવાન રાજવીની મીઠી વાણીના ગર્ભમાં રહેલી વિકરાળતાના ખ્યાલે વધુ ગંભીર હતા, જ્યારે તેથી અજાણ ઉદયન મંત્રીનું હૃદય શ્રદ્ધાથી સભર થતું હતું. અલી તો બિચારો કમ્પતો જ હતો – પાટણની રાજસભામાં આવું રડવામાં તેને નરી મૂર્ખતા લાગી. પણ ત્યાં તો મહારાજની વાણીના બદલાયેલા પ્રવાહે અલીને ઉદયન મંત્રીને અને આખી સભાને, ચમકાવી દીધી, "પણ, મહેતા ! અલીની વાતને તમે સાવ જૂઠી કહો છો ? એની વાતનો સાક્ષી જ જોઈએ તો આ રહ્યો હું ! પાટણ નરેશને ભગવાન્ સોમનાથે હજી આંધળો ને પાંગળો નથી કર્યો ! હું જાતે આ બધું ખંભાતમાં જોઈ આવ્યો છું, સાંભળી આવ્યો છું !" પાટણ-પતિની દષ્ટિનો તાપ મુંજાલમહેતા સમજી ગયા. તેમણે મંત્રીશ્વર શાન્તુ મહેતાને કંઇક કાનમાં પૂછી લીધું ને એક સુભટને ઈશારાથી બોલાવી અલીને તથા આમ સમુદાયને રાજસભામાંથી

બહાર લઈ જવાનું જણાવી દીધું. પાટણપતિએ આ જોયું. તેઓ ઘડી બે ઘડી થંભ્યા અને સોંઠા પડેલા ઉદયન મંત્રી તરફ જોઇ પછી કહ્યું, "અને મહેતા, એમાં તમારે જ નહિ, અમારે ય નીચું જોવા જેવું છે! પાટણનું શૌર્ય, તેના સંસ્કાર અને તેની વિદ્યાને માટે આ શરમજનક છે! તમે બાહોશ છો, શાણા છો, પીઢ છો, મારા રાજ્યના સ્તંભ છો; શું પાટણ પર તમારો વહીવટ જ કલંકરુપ થશે? ખંભાતની તમે આબાદી વધારી, ખંભાતનું ગૌરવ તમે વધાર્યું છતાં ખંભાતમાં તમારા દેખતાં જ ધર્મને નામે આવી પાશવતા ફેલાય તેમાં કોની શોભા? . મહેતા, રાજકારણને ધર્મની પવિત્રતાથી ઉચ્ચ ભલે કરો પણ ધર્મની મતાન્ધતાથી એને કલુષિત તો ન જ કરવું જોઇએ. એમાં તમારો દોષ નથી, મહેતા! દોષ અમારો છે કે અમે આ વાતથી અજ્ઞાત રહ્યા! હશે, ખંભાત જઈ અગ્નિપૂજકો ને બ્રાહ્મણોના બબ્બે અગ્રણીઓને તમે કડક સજા કરજો. એમને ચેતવી દેજો કે જયસિંહદેવ સોલંકીના પાટણમાં એકતા ને સમાનતા સૌથી પહેલે દરજ્જે છે!" પાટણના રાજવીને મુત્સદ્દીઓ નીચે મોંએ સાંભળી રહ્યા. તેમણે મહેતા ઉદયનને કહ્યું," મહેતા, આ માત્ર તમારે માટે નથી! પાટણના દરેક હિતેચ્છુને હું કહું છું. સામ્રાજ્યની સ્થાપના કરવી હોય તો પાટણે પોતાનું ઘર સજ્જ કરવું પડશે. અને એ કામ કરતાં સદીઓ ચાલી જાય તે કેમ

પાલવે ? અલીની વાત નાની ભલે લાગે પણ એ ય એક તણખા જેવી છે એ ન ભૂલશો. પાટણની મહત્ત્વાકાંક્ષાઓ તેમાં બળી જશે. અંદર અંદરના કલહમાં આ દેશ પાયમાલ થઈ જશે. મહેતા, ભૂલ ન કરે તો મનુષ્ય પ્રભુ થઈ જાય ! તમે ય મનુષ્ય છો ને આપણે બધા ભૂલને પાત્ર છીયે. રાજ્યને ખર્ચે આ અલીને અને તેના જાત ભાઈઓને ખંભાત જઈ આશ્વાસન આપજો. પાટણ તમને કયાં ઓછું વહાલું છે, મહેતા ?" પાટણપતિ જયસિંહદેવ સોલંકીની વાક્ધારા વિરામ પામી અને શાન્તુ મહેતા તેમજ અન્ય અધિકારીઓ પાટણના સિંહાસનનું ગૌરવ અનુભવી રહ્યા. પાટણની ઉન્નતિ આવા રાજવીને હાથે જ શક્ય એવું સર્વ મુત્સદ્દીઓને લાગ્યું.

## ૩

રાજ્યારોહણ પછીનો એક દાયકો, આમ, જયસિંહદેવ સોલંકીની કારકીર્દિમાં પૂર્ણ થયો. વિ. સં. ૧૮૫૦ થી ૧૮૬૦ વચ્ચેના આ કાળમાં પાટણના આ યુવાન રાજવી અને તેના મુત્સદ્દી અધિકારીઓનુ લક્ષ રાજ્યની આંતરિક એકતા શાંતિ અને વ્યવસ્થા જમાવવામાં રોકાયુ. તેમના પ્રયત્નો ફલિત થતા હતા – પાટણ આગળ વધતું હતું. ગૂજરાત આખું એક સંગઠિત મહાન રાજ્ય બને અને પાટણ તે સર્વ એકમોને એક સાથે રાખનાર કેન્દ્ર બને એ મહેચ્છા પાટણની નસેનસમાં વહી રહી. પણ પાટણ માટે આ મહેચ્છાને મૂર્ત કરવાનું કાર્ય કાંઈ સહેલું ન હતું.

એ માટે જોઈતો ભવ્ય પુરુષાર્થ પાટણના ધુરંધરો કરતા જ હતા. જયસિંહદેવ સોલંકી આ ભૂમિકા માટે પોતાની જાતને પલેપલ જાગ્રત રાખતા હતા – પ્રજામાં અન્યાય ફેડી સંગઠન જગવવા રાતદિન તેઓ કાર્યરત રહેતા. પોતાની પ્રિય ભાવનાને મૂર્ત કરવા એમણે પટ્ટણીઓનાં શૌર્ય, સ્વાભિમાન અને સંસ્કારને ઉત્તેજન આપ્યુ. સેનાને સંગઠિત કરી. વિદ્વાનોને સંતોષી આકર્ષ્યા.

મુત્સદ્દીઓનું માન વધાર્યું. પાટણનું પ્રત્યેક માનવ પાટણ-પતિની ભવ્ય આકાંક્ષા અને તેની સિદ્ધિ માટે પ્રયત્નશીલ એવી તેમની શક્તિને સમજી ગયુ. વીખેરાતી શક્તિઓ એકદોરે ગૂંથાઈ રહી. મૂળરાજ સોલંકી, વીર પિતામહ ભીમદેવ, પિતા રાજર્ષિ કર્ણદેવ સમાઓએ વધારેલી સીમાઓ પર યુવાન જયસિંહદેવની પ્રભાવભરી દષ્ટિ સ્થિર થઈ.

આ બધું દસ વર્ષના ટૂંકા સમયમાં સિદ્ધ કરવું પાટણના રાજવી માટે મુશ્કેલ ન હતું. તેમને પડખે હતા પીઠ કાર્યદક્ષ દીર્ઘદષ્ટિ પ્રમાણિક મુત્સદ્દીઓ અને શૂરવીરો — શાન્તુ મહેતા, દાદાક મંત્રી, મુંજાલ મહેતા, ઉદા મહેતા, સજ્જન, માતા મીનળ, મંડળેશ્વર ત્રિભુવનપાલ અને પાટણના બ્રાહ્મણ તેમજ જૈન વિદ્વાનો.

પરંતુ, અણહિલપુર પાટણની આ તૈયારીઓથી દુનિયા કાંઈ બીનવાકેફ નહોતી જ. સૌરાષ્ટ્રનો રા'નવઘણ તો બાલરાજા જયસિંહદેવનું રાજગાદી પર બેસવું, પછી તરત કર્ણદેવ રાજાનું અવસાન વગેરેને જોઈ અનેક મહેચ્છાઓથી ઉછળતો જ હતો. એની આણ સોરઠ આખા પર ફરતી હતી. પાટણના કુશળ રાજ્ય સંચાલનને લીધે તેનાથી તેના દુર્ગની તો એક કાંકરી પણ ખેરવી શકાય તેમ ન હતું, તો પણ સોરઠમાં તેણે એક

જબરું સંગઠન અને ઉત્સાહનું પૂર જગાવ્યું હતું. ચૂડાસમાનો વાવટો પાટણના પ્રાકાર* પર ફરફરે તે જોવા તેની સેના ય અસ્વસ્થ રહેતી. મૂળરાજ સોલંકીના સમયથી જ સોરઠ ને પાટણ વચ્ચે સતત વિસંવાદ ચાલુ જ હતો. રા' તે ભૂલે તેમ ન હતું. એ સોરઠને જય સિંહદેવની બાલવય અને કર્ણદેવના મૃત્યુની તક ઝડપી લેવા ઝડપથી કસી રહ્યો હતો. પણ એની મહેચ્છાઓ અપૂર્ણ રહી—જયસિંહદેવને ગાદીએ બેસે માંડ ચારેક વર્ષો થયાં અને રા'નવઘણ પ્રભુ કાળને ખોળે જઈ ચડયા! ચૂડાસમા વંશનો એ શૂરો રાજવી મૃત્યુ* પામ્યો એ સોરઠનું ઓછું કમનસીબ ન હતું.

પણ એના પછી સોરઠના સિંહાસનને શોભાવનારે તો ઇતિહાસમાં અમર પદ જ મેળવ્યું. રા'ખેંગારનું નામ કોણ ન જાણે ? સોરઠનો એ ટેકીલો પુરુષસિંહ સોરઠી લોકજીવનની એક રોમાંચક કથાનો પ્રાણ બની ગયો છે. વિ. સં. ૧૧૫૪માં જૂનાગઢનું તખ્ત તેને મળ્યુ અને પિતાએ સંઘરેલી શક્તિઓનો સદુપયોગ કરી પિતાની અંતિમ ઈચ્છાઓને મૂર્ત કરવા એણે ન જોયો દિવસ, ન જોઈ રાત ! એણે શપથ લીધા રા'નવઘણ સમા બહાદૂર પિતાનું સાચું ઐતિહાસિક શ્રાદ્ધ કરવાના. એણે જસદણની પાસેના ભોંયરા ગામનો કિલ્લો તોડી કબજે કર્યો. ઉમેટા ગામ લગી એની સત્તા વધી.

---

* દુર્ગ, કિલ્લો. * રા'નવઘણ—વિ. સં. ૧૧૨૩ થી ૧૧૫૪.

પોતાના પિતાને મારી નાખવાની જાહેર ધમકી આપનાર ત્યાંના રાજકુમાર હંસરાજ મહીડાનો એણે સંહાર કર્યો.

આજે ય સોરઠ 'ખેંગારને ભૂલતું નથી તો તે કાળે તેની સિદ્ધિઓ તો સોરઠજાયાની છાતીમાં કેટલું બળ પૂરતી હશે ? જૂનાગઢના નસીબને ઉજળું કરવા મથતા એ યુવાન રા'ને પડખે સોરઠ કમર કસીને ઊભું રહ્યું. ખેંગાર તેમની પ્રેરણા મૂર્તિ થયો. એની કાયા જોઈ ભલભલા ભડવીરોને ય પોતાની કાયા નાની લાગતી. એની આંખોનું તેજ એની જબાનનું બળ અને એની સ્ફૂર્તિભરી દિનચર્યા સોરઠીઓ આદર્શ માની વર્તી રહ્યા. સહુ માનતું કે તેને પગલે સંજીવની નીતરે છે.

આમ અણહિલપુર પાટણ અને સોરઠના યુવાન મહેચ્છુ રાજવીઓ પોતપોતાની રીતે ભવ્ય તૈયારીઓમાં પોતાની પ્રજાઓને રોકી રહ્યા હતા. બન્ને પોતાનાં મન, તન અને ધનની સજાવટ કરી રહ્યા હતા. હવે તો જરૂર હતી માત્ર એક નાનીશી ચીનગારીની જ !

*

જૂનાગઢ અને પાટણની રાજસત્તાઓની ટક્કર તો મૂળરાજ સોલંકીના સમયથી જ મંડાઈ હતી. રા'ખેંગારે જોયું કે સોરઠની ગુફામાં રહી લડવું એ પાટણના પ્રાકારને તોડવા કરતાં વધુ સુકર છે. એને સાહસ

ગમતું પણ ઉતાવળ નહીં. સોલંકી નરેશ જયસિંહદેવના મનમાં પણ ગૂજરાતની વ્યસ્ત રાજસત્તાઓનું એકીકરણ કરી મહાન ગૂર્જર રાજ્ય ખડું કરવાની મહેચ્છા વધુ ને વધુ સ્પષ્ટ થતી જતી હતી. સોરઠના ખેંગારને આગળ વધતો અટકાવવાનું તેના લક્ષમાં હતું જ, પણ એ વિચારતા હતા. કોઈ યોગ્ય ક્ષણની રાહ જોવાનું.

જયસિંહદેવ સોલંકી રાજવી હતા છતાં ય મનુષ્ય તો પ્રથમ જ ને? એમના હૃદયમાં સાહસ શૌર્ય વગેરે ભાવોનાં તોફાનોની પાછળ કોમળ મધુર ઊર્મિઓ પણ જાગી ચૂકી હતી. તેમને, આવી ઊર્મિઓને સત્કારતું, એક પુષ્પ સમું હૃદય મળી ગયું. કાલડીના દેવડા રજપૂતની એક નમણી સુંદર દીકરી રાણકદેવડીના હૃદયે તેમના હૃદયને મધુર ગુંજારવે ભરી દીધુ. એની સ્મૃતિ એનું મિલન જયસિંહદેવના જીવનને રસભર કરી રહ્યું.

રાણક હતી પણ કેવી? એકાદ ક્ષણનું એનું દર્શન ઝંખતા સોરઠી જુવાનો કેટલાય હતા. મજેવડી જેવડા ગામડાની ઝૂંપડીમાં રહીને ય એણે આખું સોરઠી યૌવન હેલે ચડાવ્યું હતું. એના નામે જ કંઈકનાં ચિત્ત સોનેરી વાદળાંઓ પર ઝૂલી રહેતું. એના દર્શને જ ઘેલા થતા જુવાનોને મિલનની ક્ષણ તો અકથ્ય મીઠી લાગતી. એની સુરેખ કાયા, અમૃતથી આંજ્યાં હોય એવાં મોહક નયનો,

સુંવાળા શ્યામ વાળ, સ્ત્રીઓનેય લલચાવે તેવી મેંથી, ફૂણાફૂણા હોઠ, ગોરી અને મૃદુ ગ્રીવા, મોગરાના ફૂલની પાંદડીઓ જેવી આંગળીઓ, મેંદી મૂકી હોય તેવાં ચરણતલ અને ઢાંકયો ન ઢંકાતો ઉરપ્રદેશ, – એ વાતાવરણુ જ એવું પ્રગટાવતી કે તેની નિકટ અન્ય સર્વ તુચ્છ નજેવું લાગતું,– ધન જ્ઞાન શૌર્ય કલા વ્યક્તિત્વ અને એવું એવું તો ઘણું !

મહત્ત્વાકાંક્ષી સોલંકી યુવાન નરેશ પણ પ્રતાપી હતા. પાટણને મહત્તાને શૃંગે લઈ જવાનાં તેમનાં સ્વપ્નાંઓ મૂર્ત કરી શકાય તેવી તેમની શક્તિ અને દૃષ્ટિ હતી. પૌરુષની પ્રતિભા તેમને રોમેરોમ પ્રગટ થતી હતી. એકલડી કાઠીનું એમનું શરીર પણ શક્તિથી ભર્યું ભર્યું જણાઈ આવતું. લાંબી કાળી ભ્રુકુટિઓનું એ મિલન, રાજવંશી ગૌરવથી દીપતું એ મુખ, એ જુવાનીની છટાથી શોભતી ચાલ અને હૃદયમાં ભાવનાની સદાજાગ્રત એ જ્યોત, – સોલંકી નરેશનું આકર્ષણ ઓર હતું. સામ્રાજ્ય રચનારમાં જોઈતી સર્વ સામગ્રીઓ, જાણે કે, વિધાતાએ ઉદાર હાથે તેમને બક્ષી દીધી હતી.

પણ આ બે યુવાન હૃદયોનું મિલન કઈ રીતે થયું હશે ? એ મિલન કાં તો ગૂજરાતમાં આવેલા કોઈ સોરઠી યાત્રાળુઓ સંગાથે પોતાના પિતા ભેગી રાણક દેવડી ગૂજરાતમાં ફરતી હોય ત્યારે થયું હોય, અથવા તેના અદ્ભુત લાવણ્યની

પ્રશંસાઓ સાંભળી યુવાન જયસિંહદેવે જાતે જ ગુપ્ત વેશે એને મળી લીધું હોય ત્યારે થયુ હોય, – પણ એટલું નક્કી કે એ મિલનની ક્ષણો કાવ્યમય જ હતી.

જયસિંહદેવને જોયા પછીથી રાણકને બીજા જુવાનો સામાન્ય લાગવા માંડયા. રાણકનાં રાતદિવસ જયસિંહ-દેવનાં સ્મરણોથી સભર થયા વૃદ્ધ દેવડો કોઈવાર અનુભવી આંખે હસીને કહેતો પણ ખરો, "બેટા, દિવાની થા મા! રાજો કોઈનો થિયો નથી – જાણુ છ તું?" રાણક એ સાંભળી કેવુ મરકતી તે તો કોઈ કવિ કહે તો, હું શું કહું?

ત્યારે જયસિંહદેવનુ જીવન પણ ઈન્દ્રધનુષ્યથી ભરાઈ ગયુ લાગતું હતું. રાજકારણની આંટીઘુંટીઓમાં ભમતાં ભમતાંય તેમને રાણકનું મુખ સાંભરી આવતું. માતા મીનળદેવી, ત્રિભુવનપાલ મંડલેશ્વરનાં ધર્માંગના કાશ્મીરાદેવી, મિત્ર શોભ મહેતા, મંત્રીશ્વર શાન્તુ મહેતા કે મુંજાલ મહેતા પણ તેમના હ્રદયના આ નવા રંગથી હજી અજાણ જ હતા. ધીમે ધીમે શોભને જયસિંહદેવનું હૈયુ સમજાયુ અને પછી તો પાટણના આ અંતરંગ મંડળને ય શોભ મહેતાએ પાટણપતિની ચિત્તને આ બાજુ બતાવીને સમજાવીય ખરી! રાણકનું અજોડ રૂપ અને ગુણનો તેનામાં ભરેલો ભંડાર તેમણે બધાને વર્ણવી બતાવ્યો.

પૂરા બાર માસ પણ હજી થયા નહિ અને કાલડીના

દેવડો રજપૂતની ઝૂંપડીનાં બારણાં એક દિવસ પાટણના મેવકોએ ખખડાવ્યાં. એક ખાસ અધિકારીએ વેવિશાળની વિનંતી તરીકે કંકુની દાબડી, મેવા, મીઠાઈ, ઘરેણાં અને મોઘાં વસ્ત્રોના થાળો આશ્ચર્યમગ્ન વૃદ્ધ રજપૂતને આંગણે મૂકી દીધાં. મજેવડી તો નવાઈમાં ડૂબી જ ગયું. સૌને લાગ્યું કે દેવડો જીવન તરી ગયો! દેવડાની પાંપણે હર્ષનાં આંસુ વારવાર ચડી આવ્યાં. તે સાંજે મજેવડી આખું પાટણનું ભોજન જમ્યુ. મજેવડી રાતે વાતો કરતું સૂતું, "અમારી દીકરી પાટણની રાણી?"

ૐ

બીજી સવારે તો જૂનાગઢે જાણ્યુ કે સોલંકી રાજવી મજેવડીની રાણક દેવડી સંગાથે સગપણ કરી ગયા! બપોર થઈ ને રા'નેય ભોજન લેતાં લેતાં ખબર મળ્યા કે પાટણપતિનું વેવિશાળ મજેવડીની રાણકદેવડી સાથે થઈ ગયું. રા'ને ખબર હતી કે રાણક એ તો સોરઠનુ અનુપમ લાવણ્ય, જેને જગત પણ ઘેલું થઈ જોયા જ કરે! મજેવડી તો સોરઠનું! જૂનાગઢના રા'થી જમાયું પણ નહિ! સોરઠી રાણીનો આગ્રહ પણ ફાવ્યો નહિ અને સાજ પહેલાં તો મારતે ઘોડે તેણે મોકલેલા સૈનિકોએ વધુ વીગતો ય આપી કે પટ્ટણીઓની ટુકડી સરધાર આગળ મૂકી પાટણનો એક અધિકારી વેવિશાળ નક્કી કરી ગયો હતો અને મજેવડી

આખાને હોંસેહોંસે જમાડીને રાત પડેલાં તો તે સરધારને રસ્તેય ચાલતો થયો હતો !

રા'ની આંખ આગળ આ બધું ખડું થયું. જૂનાગઢનું મજેવડી, ત્યાંની રૂપરાણી રાણક, પોતાનો વંશપરંપરાનો પાટણ સાથેનો ઝઘડો, જયસિંહદેવ સોલંકીનું ગુમાન, પોતાના પિતા રા'નવઘણની પાટણને પાડવાની છેલ્લી ઇચ્છા, અને પાટણ–જૂનાગઢની તૈયારીઓ ! જુવાન ખેંગારના મને દોડતા વિચારોને એક નિશ્ચયે બાંધી લીધા.

આનંદઘેલું પટ્ટણી સૈન્ય સરધાર છોડીને મઝાથી પાટણ ભણી જઈ રહ્યું હતું ત્યાં જ બીજી સાંજે વઢવાણથી થોડે દૂર સોરઠની હદમાં જ જૂનાગઢનો રા' તેમની સામે આવીને તેમને પડકારી રહ્યો. બંને વચ્ચે ઝપાઝપી થઈ–પટ્ટણીઓ ને સોરઠીઓની ટુકડીઓએ નાનું શું સમરાંગણ ત્યાં જ ખડું કરી દીધું પણ. પટ્ટણી સરદારે જોયું કે સોરઠી શક્તિ વધુ હતી તેથી સંધ્યાકાળના અંધારાનો લાભ લઈ રાતમાં ને રાતમાં જ એણે બાકીના સૈનિકો સાથે વઢવાણની હદ છોડી. જૂનાગઢનો રા' સાચો મર્દ હતો. પૂંઠ વાળતી પટ્ટણી ટુકડીને એણે જવા દીધી, માત્ર આમંત્રણ આપ્યું–ફરી આવવાનું !

*

રાણક હવે પોતાની થશે એ ખ્યાલે જયસિંહદેવના હૃદયનો આનંદ અવર્ણ્ય કરી દીધો; પણ જ્યારે તેને રા'ખેંગારે સોરઠને સીમાડે ધસી આવીને પટ્ટણીઓને પરાજિત કર્યાના સમાચાર મળ્યા ત્યારે એમને એ ભયંકર નામોશી લાગી. એમના હૃદયમાં જાગેલી એ જ્વાલા પછી તો અનેકગણી થઈ સોરઠ તરફ વધી. પટ્ટણીઓને પાછા હઠવું પડયું એ શરમજનક વાતમાં મુંજાલ મહેતાને મળેલી માહિતીએ ઘી જ હોમ્યું!

ખબર આવ્યા કે પાટણપતિની વાગ્દત્તા પ્રિયતમા રાણકદેવડીનું મજેવડી જઇને રા'એ હરણ કર્યું હતું. જૂનાગઢનો રાજગઢ તેની સુવાસે મહેંકતો થયો હતો. પાંચ પાંચ વર્ષોથી* મહત્ત્વાકાંક્ષાથી ઉછળતી તાલીમબદ્ધ પટ્ટણી સેના તો ખળભળી જ ઊઠી; પાંચ પાંચ વર્ષોથી પાટણપતિની રાજસભા ગૂજરાતનાં રાજ્યોનું પાટણના છત્ર નીચેનું એકીકરણ સર્જવાની ભાવનાથી ધબકતી હતી; પાંચ પાંચ વર્ષોથી પાટણના મુત્સદ્દીઓ એ જ ભાવનાને સાકાર કરવા- યોજનાઓ વિચારતા બેઠા હતા. એ પાટણ આ અપમાન ગળી જાય તે શકય કઈ રીતે? સોરઠના સિંહને અંકુશમાં લાવવા પાટણે તૈયારીઓ માંડી – એક જ વર્ષમાં જૂનાગઢ ઘેરાય તે અર્થે વઢવાણ, અને બીજાં સ્થળોએ તરત જ અભેદ્ય એવા કિલ્લાઓ ખડા

* વિ સં. ૧૧૬૦ અને ૧૧૬૫ વચ્ચેનો કાળ.

થઈ ગયા. પટ્ટણી સૈન્ય પણ પોતાના સર્વ સાજને જૂના-ગઢ દેખાડવા તૈયારી કરી રહ્યું.

બીજી બાજૂ જૂનાગઢમાં ખેંગારે પણ રાણકના હરણ પછીથી આંખ મીંચી જ ન હતી. તે ધારતો જ હતો અને તે સાંભળતો જ હતો કે પાટણ આવું કરશે ને તેવું કરશે. રાણકની રગેરગમાં સોરઠનું પાણી હતું. મજેવડીની એક ઝૂંપડીમાં વાસીદું વાળતી ને બાપની સેવા ઊઠાવતી એ યુવતીને સ્વપ્ને ય ક્યાંથી સ્ફુરે કે પાટણ ને જૂનાગઢના બળિયાઓ તેને પોતાના હૃદયની સ્વામિની કરવા પોતાનાં જીવન પાથરવા તૈયાર થશે? એટલે જ જયસિંહદેવને હૃદય બિછાવતા જોઈ રાણકનું હૃદય તેના તરફ વળે એમાં આશ્ચર્ય શું? ખેંગાર આવ્યો ત્યારે તો રાણકનું હૃદયમંથન અકથ્ય જ હતું. દેવડાના કાલાવાલા નકારવા જેટલી તેની જયસિંહદેવ તરફની માયા દૃઢ હતી. દેવડો તો તેના રુપ ભણી જોઈ સ્પષ્ટ કહેતો, "બેટા, હું તર્યો નથી – આણે તો પાતાલ ભેગો કર્યો લાગે છે!" એના વૃદ્ધ જીવનને વિધાતા ક્રૂર બની બે સમર્થ રાજસત્તાઓ વચ્ચે હાંસી રુપ બનાવી રહ્યો હતો. મજેવડીથી જૂનાગઢને રસ્તે રા'ની પવનવેગી ઘોડી પર રા'ના બાહુદ્વયમાં બેસી જઈ રહેલી રાણકના મનના ફલકે ઘડીક પ્રણયમૂર્તિ જયસિંહદેવ સોલંકી આવ્યા તો વળી રા'ની માંગણી નકારે તો પોતાની ? એનું ભયંકર ધ્યાન કરતો વૃદ્ધ બાપ યાદ આવ્

ચિત્ત ખેંગાર વિષે વિચારી રહ્યું – ખેંગાર પણ ક્યાં ઓછો મર્દ, ક્યાં ઓછો સુન્દર, ક્યાં ઓછો ભાવના ભર્યો હતો? સોરઠ અને પાટણના ઘર્ષણની રા'એ કરેલી વાતો તો તે જાણતી જ ન હતી! એને એની ખબર હોત તો? તો, જયસિંહદેવને પોતે શું કહેત? ના કહેત તો એનું – અરે, એના વૃદ્ધ બાપનું ખોરડું ક્યાં હોત? વળી પાછો એનો વિચાર વળાંક લઈ રહ્યો એને લાગ્યું કે આ બધા વિચાર હવે વ્યર્થ હતા. તેનો બાપ તો સોરઠના રા'ની હુંફમાંજ હતો. અને પોતે? રા'ની પહોળી લોખંડ જેવી છતાં ન સમજાય તેવી સરસ લાગતી છાતીનો થતો સ્પર્શ એણે યાદ કર્યો. ખેંગારની વાણીમાંથી વહેતી એના હૃદયની વાતો એણે યાદ કરી. એને લાગ્યું કે હવે જયસિંહદેવ સોલંકી સાથે તેને કોઈ સમ્બન્ધ નથી. તે રા'ની થઈ હતી. રા' તેનો થયો હતો. સોરઠની કૂખે રત્ન શોભે તેવો રા' શોભતો હતો – એ વિચારતાં તેને ગર્વ થયો. સોરઠને ઘેલું કરનાર રા' પોતાનેય ઘેલી કરી ગયો એ વિચારતાં તેના કપોલ પર ગુલાબી રંગનું પૂર ચઢી આવ્યું. એણે રા'ની સાથે મજેવડીમાં થઈ ગએલી લગ્નવિધિ યાદ કરી – એ વેળા એણે પ્રભુને કરેલી પ્રાર્થના એણે મનથી ફરી ઉચ્ચારી, "દેવ, પાટણ મને ભૂલે ને હું એને ભૂલું એવું સતીબળ મને આપજે!"

*

વિ. સં. ૧૧૬૭નું વર્ષ આથમે તે પહેલાં તો પાટણનું એક મોટું સૈન્ય મંડલેશ્વર ત્રિભુવનપાલ, મંત્રી સજ્જન અને પેલા દક્ષિણના વીર સરદાર જગદેવની નેતાગીરી હેઠળ ગૂજરાતની હદ ઓળંગી સૌરાષ્ટ્રને ઊંબરે આવી પહોંચ્યું. નાની મોટી ઠકરાતોને તો એણે લડીને યા માત્ર દેખાવથી જ દાબી દીધી. પરન્તુ જૂનાગઢ પહોંચ્યું તો તેનો અર્ધો ભાગ માંડ રહેલો. રા'ખેંગાર માત્ર લડવૈયો ન હતો, તે લડાઈની ગતેગત રમી જાણતો. સોરઠનો દુર્ગ એણે દુર્ભેદ્ય તો કરેલો જ પણ પટ્ટણીઓની શક્તિઓનો વ્યય વધુ પ્રમાણમાં થયા જ કરે તેવી તેની યોજના હતી. તેમ છતાં પાટણની સેના જૂનાગઢની આજુબાજુના વિસ્તારોમાં તો ઘૂસી જ ગઈ હતી.

ગૂજરાતનાં ન્હાનાં મોટાં રાજ્યો ફફડી ઊઠ્યાં હતાં. ને મહાન રાજવીઓનું આ ઘર્ષણ લાંબો કાળ ટકશે એમ સર્વને સ્પષ્ટ જણાયું કારણ બન્ને પક્ષનો જુસ્સો અમાપ હતો. જયસિંહદેવ સોલંકી તેમની કારકીર્દિનું આ પહેલું જુદ્ધ ખેલતા હતા તેથી અને પાટણનાં તેની નીચેનાં બીજાં રાજ્યો પર દૃષ્ટિ રહે તે આશયથી તેઓ પાટણમાં રહી, સોરઠના સમરાંગણને જુસ્સાભર્યું રાખી રહ્યા હતા. સોરઠને જીતવાની જ ધૂન એમના મનમાં ફરી વળી. એ ધૂને એમની સ્મૃતિની રાણકને ય દૂર કરી દીધી.

રાણકદેવડી તો હવે સોરઠ આખાની 'રાણકદેવી' થઈ હતી. એના રુપે અને એના ઉદાત્ત હૃદયે ખેંગારને તો જીતી લીધો પણ આખો સોરઠ રાણકમાં પ્રેરણામૂર્તિનું દર્શન કરી રહ્યો. જૂનાગઢને એણે પોતાની ભાવનાભરી પ્રેરક વાણીથી પાટણને હંફાવી દેતું કર્યું. તેની એકનિષ્ઠ પતિભક્તિએ તો સોરઠમાં એને સતીનું પદ જ અર્પ્યું. રા'ને સોરઠ પૂજતું અને રા' પૂજતો રાણકને. બબ્બે વર્ષોથી પાટણની ફોજ થાકતી હતી કારણ રા' અને રાણકના આદર્શ યુગલે સોરઠની જનતામાં જગાવેલી અજબ સ્ફૂર્તિ અને ધ્યેયનિષ્ઠા.

*

આજે પાટણનું એકેએક મનુષ્ય સરસ્વતીના ઘાટ પર આવ્યુ હતું. પાટણનો પ્રતાપી અને મહત્ત્વાકાંક્ષી યુવાન રાજવી આજે સોરઠને મ્હાત કરવા પ્રયાણ કરતો હતો.

બે વર્ષ વીત્યાં પણ જૂનાગઢ હજી અડગ હતું, જાણે અડગ ગિરનારનું અડગ સંતાન! જયસિંહદેવની ધીરજ ખૂટે તેમાં નવું શું? એમણે ખંભાતથી ઉદામહેતાને બોલાવ્યા, આબૂના રાજવીને ય નિમંત્રણ દીધું, દાદાક મંત્રીને તેમના પુત્ર મહાદેવસહ સાથે લીધા, અચળગઢ ચન્દ્રાવતી ઝિંઝુવાડા મોઢેરા ચાંપાનેર અને ડભોઈ જેવા દુર્ગોના

રક્ષકોને વધુ મજબૂત રહેવા ફરમાન કર્યું, મુંજાલ મંત્રીને લશ્કરની સરદારી સોંપી અને શાન્તુ મંત્રીશ્વરને પાટણ ભાળવ્યુ. પાટણની કુમારિકાઓએ હોંસથી પોતાના રાજાને વિજય ઇચ્છયો. મીનળની આંખનાં બે મોંઘા અશ્રુઓ માથે ચઢાવી સોલંકી રાજવી જયસિંહદેવે પાટણ છોડયું.

*

જૂનાગઢને ઘેરો ઘાલી બેઠેલી પાટણની જૂની સેનાનો રંગ તાજી આવેલી મહાસેનાએ પલટાવી દીધો. પટ્ટણી સેનાની પ્રવૃત્તિઓમાં ઓર ચમક આવી ગઈ. પાટણનું બળ તેની બુદ્ધિ વગેરે આજે સોરઠને પાટણનું કરવા એકઠું થઈ ગયુ હતું. પાટણપતિ જય-સિંહદેવ સોલંકીએ મંત્રી મુંજાલ અને ત્રિભુવનપાલ મંડળે-શ્વરને બોલાવી સેનાની વ્યવસ્થા જ ફેરવી નાખી. જૂનાગઢને તેના ગઢની દિવાલો વચ્ચે જ ભીંસી નાખવાની યોજના ઘડાઈ. ગિરનાર જૂનાગઢને પૂર્વ તરફથી રક્ષતો હતો તેથી પટ્ટણીઓએ પશ્ચિમમાંનું પોતાનું આક્રમણ વધુ પ્રબલ કર્યું. સજ્જન મંત્રીની ટુકડીએ જૂનાગઢના એક મહત્ત્વના વંથળીના થાણાને ચોવીસ કલાકમાં તો પાટણનું કરી દીધુ. ખેંગા-રની આંખો સતેજ થઈ – વંથળીનું થાણું પાટણનું થયુ ?

છતાં જૂનાગઢ કાંઈ એમ પડે તેવું ન હતું. રા'નો ઉત્સાહ હજી અદમ્ય જ હતો. ચૂડાસમા રાજવીઓનાં

શૌર્ય ને સાહસ તેનામાં અખૂટ હતાં. અને રાણક જેવી સંજીવની તો હતી જ !. પોતાના ગઢને અડગ ઢાલ જેવો કરી પાટણને વર્ષોનાં વર્ષો પર્યન્ત બહાર રાખવાની સોરઠી સિંહની તૈયારી હતી. દુષ્કાળ આવે તો પણ જૂનાગઢ બીજાં બેચાર વર્ષો તો વિના સંકટ ટકી રહે એવું તો ખેંગારે કર્યું જ હતું પણ બહારથી સામગ્રીઓ પૂરી પાડતી એકબે સોરઠી ચોકીઓને હજી સોલંકી સૈન્ય લઈ શક્યું ન હતું. સોરઠીઓના એક લશ્કરને તો સતત ગઢનું સંરક્ષણ જ સોંપાઈ ગયું હતું. સોરઠના સિંહને હણવો તો શું પણ પીંજરે ય પૂરવો કઠિન છે એ પાટણના ધુરંધરોને જણાઈ ગયું. ગિરિરાજ ગિરનારને ચરણે પડેલું જૂનાગઢ પાટણના તખ્ત આગળ કદિય નમશે નહિ એવું તેમને લાગવા માંડયું.

છતાં આજે ય જૂનાગઢ ને સોરઠ જેમનાં નામનું સ્મરણ કરતાં ગ્લાનિ ને લજ્જા અનુભવે છે એવી બે વ્યક્તિઓ આ સંગ્રામને નિશ્ચિત રુપ આપવા બહાર પડી ! સોરઠનું ધાવણ લજવનાર એ બે બીજા કોઈ નહિ પણ રા'ના જ ભાણેજો હતા ! મંડલેશ્વર ખેંગારના પુત્રો તરીકે તેમનું સ્થાન અણહિલપુરની રાજસભામાં ભાયાતો તરીકેનું હતું. એ ભાણેજોએ જૂનાગઢની પીઠમાં પોતાના સ્વાર્થનું શસ્ત્ર ભોંકી દીધું જેનો ઘાઘ હજી ય સોરઠને તવારીખ પાને છે.

યુવાન ખેંગારે જૂનાગઢના રાજઆસને સ્થાન લીધું તે પહેલાં જ તે આ બે ભાણેજો – દેશળ વિશળને ઓળખતો તો હતો જ. મુંજાલમહેતાની નજરમાંય આવી ગયેલું કે સોરઠના આ બે સુતો પાટણને કોઈ દિવસ રોતું કરી દેશે! શાન્તુમહેતાએ પણ પાટણ અને સૌરાષ્ટ્ર વચ્ચેના સેતુ થવાનો દેખાવ કરી પક્ષાપક્ષી કરવા મથતા આ બન્ને સોરઠીઓને આંખમાં રાખ્યા હતા. લક્ષ્મી અને સત્તાના લોલુપ દેશળ અને વિશળે પાટણમાં પોતાની આવી નિષ્ફળતા સમજી રા'ના રાજ્યારોહણ પ્રસંગનો લાભ લઈ જૂનાગઢમાં જ રહેવાનું રાખ્યું હતું. અહીં બેઠા બેઠા ય તેઓ પાટણ ને જૂનાગઢ વિષે અનેક ઘડભાંગમાં પરોવાઈ જતા – પાટણમાં અમુક મુત્સદીનો કાંકરો કાઢી નાખી જયસિંહદેવ સોલંકીના માનીતા કેમ થવું અગર ખેંગાર અપુત્ર મરે તો જૂનાગઢની ગાદી તેમને મળે કે નહિ તેના જ તરંગો તેમના મન પર પથરાઈ રહેતા. દેશળ આવાં સ્વપ્નો સેવી તેની યોજનાઓ ઘડતો અને વિશળને મન દુનિયા આખીનું શાણપણ મોટાભાઈમાં જ ઠલવાઈ ગયેલું લાગતું.

ત્યાં તો રાણકરૂપી એક ચીનગારી મૂકી વિધાતા પાટણ અને જૂનાગઢને ભડકામાં મૂકી ગયો. પાટણની ફોજને જોઈ ત્યારથી જ દેશળનું મન તો સળવળતું જ હતું, પણ જયસિંહદેવ મહારાજ જાતે આવ્યા ત્યારે તો તેમનું મહત્ત્વાકાંક્ષી મનપંખી ફફડાટમાં ને ફફડાટમાં જ રાચી રહ્યું.

અને તેમણે આ જુદ્ધની પલટાતી ચાલને જોયા કરી. પાટણે જૂનાગઢની ચોકીઓના દીવા જેમજેમ હોલવવા માંડ્યા તેમતેમ દેશળવિશળના મનના દીવા સતેજ થતા ગયા! જયસિંહદેવ સોલંકીની વજ્ર જેવી કઠિન ભીંસથી કેટલાક સોરઠીઓને આકુલવ્યાકુલ થતા દેશળે જોયા – તેણે તેવાઓની નાહિંમતને ઉત્તેજવા માંડી અને થાકેલા સૈનિકોને છૂપાં માનઈનામથી વધુ કમજોર કરવા માંડ્યા. મામા ને મામીની અખૂટ પ્રેરણા ન હોત તો જૂનાગઢ કયારનુંય વટાઈ ગયું હોત તેમ દેશળને સ્પષ્ટ લાગ્યું. જૂનાગઢ પડશે જ એમ વિચારતા દેશળવિશળને પાટણપતિના પદારવિંદમાં પડે જ પોતાનો ઉદ્ધાર દેખાયો. એમને આડે આવતાં હતાં બેજ – મામા ને મામી! દુર્જય જૂનાગઢને આંગણે સોલંકી નરેશને કઈ રીતે લાવવા?

રા' ને રાણક પોતાના આ બે ભાણેજોનાં સ્વપ્નાંઓથી અજ્ઞાન તો ન હતાં જ પરન્તુ પોતાના ધ્યેયની સચ્ચાઈ પોતાના પરિશ્રમની નિષ્ઠા પોતાના સૈનિકોની વીરતા અને રાણક જેવી પ્રેયસીની પ્રેરણા રા'ને એટલું બધું જુસ્સાભર્યું લાગતું કે દેશળવિશળ તરફ તેઓ ઉદારભાવે જ જોતા. રાણકનું સ્ત્રી – સુલભ ઋજુ હૃદય પણ તેમના તરફ કૂણું જ રહેતું.

પણ વંથળીનું થાણું સોલંકી સૈન્યને હાથે ગયું ત્યારથી

તો દેશળવિશળના બાહ્ય વર્તનમાં પણ ફેર પડી ગયો. જયસિંહદેવ મહારાજે તો વંથળીની ચોકી કબજે કર્યા પછી ઉત્સાહના વેગમાં જગદેવ સરદારની સાથે રહી બીજી એક મહત્ત્વની સોરઠી ચોકી પર પાટણનો ધ્વજ ચડાવી દીધો. એ હતી એ ભીલ નાયકની ચોકી ! જૂનાગઢના એ પાણીદાર કિલ્લેદારને ભોં ભેગો કર્યા બાદ મહારાજ જયસિંહદેવની ઈચ્છા જૂનાગઢને જમીનપરસ્ત કરવા ચંચલ બની.

એ ભીલની ચોકી પણ ભાંગી એ જાણ્યુ ત્યારે તો રા'નીય દૃઢતા ડગમગી ઊઠી. મરણિયા જગ વિના એને હવે બીજો માર્ગ ઈષ્ટ ન લાગ્યો. રાણક ન હોત તો કદાચ એણે એજ ક્ષણે સોલંકી રાજવીને બોલાવી સીધેસીધો હિસાબ પતાવી લીધો હોત !

એ ભીલ પડ્યાના વાવડે તો દેશળને ઘેલો જ કરી દીધો ! પોતાના જમાઈ દાદુ ગઢવીને બોલાવીને મસલતો કરી એણે ભાઈ વિશળની સંગાથે જૂનાગઢને 'રામરામ' કર્યા. એક બે ચોકીદારોને રીઝવી તેમણે ઘોડીઓ મારી મૂકી વંથળી ભણી !

આઠમનો ચન્દ્ર હજી આકાશે દેખા દઈ રહ્યો હતો અને વંથળીને આગળે દેશળવિશળની ઘોડીઓ આવી બન્નેની અધીરાઈ સ્વાભા[illegible] [illegible] – પળેપળની અત્યારે તેમને સમજાઈ ગ[illegible] [illegible]ટણના સમય

સમક્ષ બન્નેએ પોતાનાં દિલ ખોલી નાખ્યાં. જૂનાગઢમાં ગાદીનો અધિકાર રા'ના મૃત્યુ પછી તેમને જ મળે એવી શરત પણ બન્નેએ મૂકી. યુવાન જયસિંહદેવ આ 'સેવકો'ને જોઈ રહ્યા અને થોડું મુંજાલ જેવા કોકને જ સમજાય તેવું હસ્યા. એ હાસ્યમાં દેશળવિશળને ભાગ્યનું ઉજ્વલ-પણું લાગ્યુ.

મંત્રીઓનો મત થયો કે જો જૂનાગઢને જીતવું જ હોય તો સવાર પહેલાં જ દેશળવિશળે કહેલી રીતે આગળ વધવું – આવી બીજી તક ન પણ મળે! જયસિંહદેવ મહારાજનું ક્ષાત્ર માનસ આથી જૂદું જ ધારતું હતું. રા'ની ગૌરવભરી યુદ્ધચાલ સામે તેને નેત્ર ગૌરવથી જ શસ્ત્રો ફેરવવાનું ગમ્યુ હતું. છતાં મુંજાલ મહેતાનીય સલાહ હતી કે પછીથી ગમે તે કરવું પણ સવાર તો જૂનાગઢમાં જ જોવી! અને ઉસ્તાદ દેશળે જયસિંહદેવના ચિત્તના એક તારનો આબાદ સ્પર્શ કર્યો

તો દેશળવિશળના બાહ્ય વર્તનમાં પણ ફેર પડી ગયો. જયસિંહદેવ મહારાજે તો વંથળીની ચોકી કબજે કર્યા પછી ઉત્સાહના વેગમાં જગદેવ સરદારની સાથે રહી બીજી એક મહત્ત્વની સોરઠી ચોકી પર પાટણનો ધ્વજ ચડાવી દીધો. એ હતી એ ભીલ નાયકની ચોકી ! જૂનાગઢના એ પાણીદાર કિલ્લેદારને સોં ભેગો કર્યા બાદ મહારાજ જયસિંહદેવની ઈચ્છા જૂનાગઢને જમીનપરસ્ત કરવા ચંચલ બની.

એ ભીલની ચોકી પણ ભાંગી એ જાણ્યું ત્યારે તો રા'નીય દઢતા ડગમગી ઊઠી. મરણિયા જંગ વિના એને હવે બીજો માર્ગ ઈષ્ટ ન લાગ્યો. રાણક ન હોત તો કદાચ એણે એજ ક્ષણે સોલંકી રાજવીને બોલાવી સીધેસીધો હિસાબ પતાવી લીધો હોત !

એ ભીલ પડયાના વાવડે તો દેશળને ઘેલો જ કરી દીધો ! પોતાના જમાઈ દાદુ ગઢવીને બોલાવીને મસલતો કરી એણે ભાઈ વિશળની સંગાથે જૂનાગઢને 'રામરામ' કર્યા. એક બે ચોકીદારોને રીઝવી તેમણે ઘોડીઓ મારી મૂકી વંથળી ભણી !

આઠમનો ચન્દ્ર હજી આકાશે દેખા દઈ રહ્યો હતો અને વંથળીને આંગણે દેશળવિશળની ઘોડીઓ આવી પૂગી. બન્નેની અધીરાઇ સ્વાભાવિક હતી – પળેપળની કીંમત અત્યારે તેમને સમજાઈ ગઈ હતી. પાટણના સમર્થ નૃપતિ

સમક્ષ બન્નેએ પોતાનાં દિલ ખોલી નાખ્યાં. જૂનાગઢમાં ગાદીનો અધિકાર રા'ના મૃત્યુ પછી તેમને જ મળે એવી શરત પણ બન્નેએ મૂકી. યુવાન જયસિંહદેવ આ 'સેવકો'ને જોઈ રહ્યા અને થોડું મુંજાલ જેવા કોકને જ સમજાય તેવું હસ્યા. એ હાસ્યમાં દેશળવિશળને ભાગ્યનું ઉજ્વલપણું લાગ્યું.

મંત્રીઓનો મત થયો કે જો જૂનાગઢને જીતવું જ હોય તો સવાર પહેલાં જ દેશળવિશળે કહેલી રીતે આગળ વધવું – આવી બીજી તક ન પણ મળે! જયસિંહદેવ મહારાજનું ક્ષાત્ર માનસ આથી જૂદું જ ધારતું હતું. રા'ની ગૌરવભરી યુદ્ધચાલ સામે તેને નેત્ર ગૌરવથી જ શસ્ત્રો ફેરવવાનું ગમ્યુ હતું. છતાં મુંજાલ મહેતાનીય સલાહ હતી કે પછીથી ગમે તે કરવું પણ સવાર તો જૂનાગઢમાં જ જોવી! અને ઉસ્તાદ દેશળે જયસિંહદેવના ચિત્તના એક તારનો આબાદ સ્પર્શ કર્યો હતો – કુલ સમી રાણક દેવડીની યાદ આપી જયસિંહદેવ મહારાજને તેણે વધુ અસ્વસ્થ બનાવી દીધા હતા. જયસિંહદેવ મહારાજને ઉદા મહેતાનું વાકય સાંભર્યું, "મહારાજ, યુદ્ધમાં તો ફળ – પરિણામ એજ સર્વસ્વ છે, પદ્ધતિમાં કંઈ નથી." સાથે સાથે પાટણને સામ્રાજ્યનું કેન્દ્ર કરવાની તેમની ભાવના પણ તેમને યાદ આવી. જૂનાગઢ બને તેટલું વહેલું જીતાવું ઘટે એમ તેમને સચોટપણે લાગી ગયું. દેશળને એમણે સંમતિ અર્પી.

ચન્દ્રના ઝાંખા તેજમાં બીજી સવારે બે પટ્ટણી સૈન્યો ત્વરિત તૈયારીઓ કરીને જૂનાગઢના કિલ્લા ભણી ધપી રહ્યાં. એક સૈન્ય ઘોડાએક પાળાઓનું બન્યું હતું – તેમાં પાટણ-પતિ, જગદેવજી અને મંત્રી મુંજાલ મુખ્ય હતા. સજ્જન મંત્રી, દાદાક મંત્રી, ઉદા મહેતા ને સોલંકી ત્રિભુવનપાલ જેવાઓ ડંકા – મશાલોસહ ઘોડેસ્વાર દળને લઈ જૂનાગઢને એક બાજુએ ખેંચવા મુખ્ય દરવાજા તરફ આગળ વધી રહ્યા.

સોરઠનો સિંહ રા'ખેંગાર તે વખતે પણ રાજગઢની* અગાસીએ ચડી વંથળીના દીવાઓ પર રોષભરી મીટ માંડી રહ્યો હતો. તેણે પટ્ટણી ફોજની મશાલો જોઇ, ડંકા સાંભળ્યા, અને ડંકાનો ધ્વનિ સાંભળી રણવાસમાંથી આવી પહોંચેલી રાણકને પણ જોઈ.

"દે'! તું?" ખેંગારથી પૂછાઇ ગયું. શ્વેત વસ્ત્રોમાં સજ્જ રાણકનું સૌન્દર્ય ઝાંખા થતા ચન્દ્રના તેજમાં રા'ને વધુ મનોહર જણાયું. એણે રાણકને નજીક લીધી.

"રા'! ગઢ તરફ આવતું લાગે છે, નહિ?" રાણકે રા'ની વધુ નજીક જઈ પૂછયું.

"ભવાની છે; પછી શી ફિકર છે, મારી દે'? એક મારી દે' ને બીજી મારી મા ભવાની; બે ન હોય તો જૂનાગઢ ન હોય!"

* આજનો ઉપરકોટ.

"શું બોલો છો તમે ય, રા' ? મારો રા'તો જૂનાગઢનું જોબન છે!" રાણક વધુ બોલતાં થંભી, અને રા'થી દૂર જઈ ઊભી. વજેસંગ નાયક "બાપુ!" કહેતા ઉપર આવતા હતા.

"કેમ વજેસંગ? આ શું છે બધું? ગઢ તો સલામત છે ના?" ખેંગારે હાથ લંબાવી દૂરની મશાલોની હિલચાલ બતાવી.

"હા, બાપુ! પણ એભલની ચોકી પાછી લેવાનું હવે માંડીવાળો તો?"

વજેસંગ નાયક ખેંગારના વડીલ જેવા હતા.

"માંડી જ વાળવાનું ને, નાયક! હવે તો થાય છે કે આ પાર કે પેલે પાર, પણ લડી જ લેવું! વંથળી ગયું, એભલ સૂતો, આ દીવાઓ ઠરતા જાય છે ને મારું કાળજું ય ચિરાતું જાય છે! સોરઠનું શું થશે એ ખ્યાલે મારું હૈયું તૂટીને કટકા થાય છે, નાયક!" રા'ના શબ્દોમાં દુઃખ હતું.

"રા'! રા', મારા! આ શું બોલો છો? આ ગિરનાર ખાંગો થિયો નથી કારણ મારા રા'ની છાતીમાં જોબન છે! ભલે આખો મુલક આવે સામે, મારા રા'ના કદમ હઠાવવાની મગદૂર કોની છે, મારા અન્નદાતા?" વજેસંગ નાયકની વાણીમાં સ્વામીભક્તિનું તેજ ઝબકી રહ્યું.

"સાચું કો'છ તમે, વજુ ભા! જૂનાગઢને જોઈને તો આજે પાટણના જુવાનોનાં હૈયાં ય હેઠાં બેઠાં છ' હો!" રાણક રાંના નિશ્ચયને વધારત્રા બોલી.

પણ ત્યાં તો એક સોરઠી સીપાઈએ આવીને હાંફતાં હાંફતાં વજ્ર પડે તેવી રીતે ખબર આપી કે દાદુગઢવીવાળી બારીમાંથી દગો રમી પાટણનો ધણી જૂનાગઢની અંદર ઘૂસી ગયો હતો. ત્રણેનાં મુખ પલટાઈ ગયાં. રાંએ એકદમ નિશ્ચય કરી લીધો. તેનું રુપ રુદ્રતાથી ભરાઈ ગયું. વીફરેલા સિંહની સ્ફૂર્તિ તેનામાં આવી ગઈ. વજેસંગને રાજગઢના સૈનિકો સાથે ગિરનારી બારી આગળ જલદી લઈ આવવા હુકમ આપી એણે રાણકને છેલ્લું આલિંગન આપ્યું. ગિરનારી બારી આગળના સૈનિકો વચ્ચે ધસી જઈને એણે જૂનાગઢને જગાડી દેતી ત્રાડ પાડી, "જય! અંબા. ભવાનીની જય!" એની બીજી ત્રાડે તો સોરઠીઓની રગોમાં લોહી ઉછળી આવ્યું, "મા ભવાનીની જય! રંગ બતાવજો, સોરઠીઓ! સોરઠનું દૂધ પીધું છે એ, જો જો, દુનિયા ભૂલી ન જાય!"

દેશળદેવની સાથે આવેલા સોલંકી રાજવીની છાતી તો વેંતવેંત ફૂલતી હતી. ત્રણ ત્રણ વર્ષોના* ઉજાગરાઓ પછી આજે તેઓ જૂનાગઢની ધરતી પર પગ મૂકતા હતા.

* વિ. સં. ૧૧૭૦માં

જૂનાગઢને એમણે નચિંત નીંદરમાં જોયું – થોડીવારમાં પોતે આ સર્વના અધીશ થશે! પરંતુ તેમના વિચારોને તોડતી ત્રાડ આવી, "જય, મા ભવાનીની જય!" અને બીજી ત્રાડ તેની પાછળ જ ધસી આવી, "જય, રાણક સતીની જય!"

જયસિંહદેવ સોલંકીની ટુકડી પણ સજ્જ થઈ ગઈ. એણે સામી ગર્જના ફેંકી, "જય સોમનાથ!" બીજો પણ ઉછાળો આવ્યો, "સોલંકી મહારાજની જય!" અને બેચાર ક્ષણોમાં તો સામસામે જ્વાલામુખી ફાટે તેવી યુદ્ધ આગ જાગી ગઈ. ધરતી ધણધણી ઊઠી, ધૂળના ગોટાઓએ ચન્દ્રના ઝાંખા તેજને વધુ ધૂંધળું બનાવી દીધું, તલવારોના કડાકા સંભળાવા માંડયા ને ઉન્હી ઉન્હી લોહીની ફુવારીઓ થોડીવારમાં તો જમીનપર વહેતા થઈ. ગિરનારી બારી બંધ હતી અને ખેંગારની પ્રચંડ ત્રાડ પડે જ જતી હતી, "આગળ ધસો, સોરઠીઓ આગળ ધસો! તૂટી પડો! અંબા ભવાનીની જય!" એકએક સોરઠી ત્રણત્રણ પટ્ટણીઓને ઘડીભર તો હંફાવી રહ્યો. પટ્ટણી ટુકડી પાછી હઠી. ખેંગારે એ જોયું ને એની ગર્જના વધુ બલવાન બની, "શાબાશ, સોરઠીઓ! આગળ વધો! બોલો, મા ભવાનીની જય!" સોરઠી હળે એ જયનાદ એવા જ ઉચ્ચ સાદે ઝીલ્યો.

પણ ત્યાં તો પાછળથી પટ્ટણી જયનો નાદ ગાજી ઉઠયો, "જયસિંહદેવ મહારાજની જય!" ત્રિભુવનપાલ મંડલેશ્વર જૂનાગઢના મુખ્ય દરવાજેથી અંદર આવી ગયા હતા. જૂનાગઢ પણ આ શોરધમાલથી જાગીને ચંચળ બની ગયું હતું. ફળિયે ફળિયે જૂનાગઢી જુવાનીઆઓ ગિરનારીબારી આગળ ખેલાતી જાદવાસ્થળીમાં કૂદી પડયા હતા. મા રાણકની સૂચના પ્રમાણે રાજગઢની અગાસીએથી સતત વાગ્યા કરતી રણભેરીના નાદે એ જુવાનિયા વધુ ઉત્તેજિત થઈ વાતાવરણને થથરાવી રહ્યા હતા. "મા અંબા ભવાનીનો જય! રાણક સતીની જય!"

પરન્તુ વિલાતી જ્યોતના એ છેલ્લા ઝબકારા હતા. એ પીઠ મુંજાલ મહેતા જોઈ શકતા હતા તેથી પાટણના પડતા સૈનિકોને કોરે કરી તેઓ સૈનિકોનો જુસ્સો વધારી રહ્યા. સોરઠીઓ ઝનૂને ચડયા હોવા છતાં પાટણની સંખ્યાથી તેઓ પરાજિત થશે જ તેની મુંજાલ મંત્રીને ખાત્રી થઈ ચૂકી. કેસરી ફાળે કૂદીને યમ જેવી સંહારલીલા ફેલાવતા રા'ને જોઈ જયસિંહદેવને ક્ષણભર આવા વીરને દોસ્ત બનાવવાનો ય વિચાર અહીં પણ થઈ ગયો, પરંતુ એ બુટ્ટી તો ઊઠયો તેવો જ બેસી ગયો. અત્યારે તો તેમનો દુશ્મન હતો અને તેને રણમાં પાડયેજ છૂટકો,તેમણે જોયો. પાટણનો કોઈ યોદ્ધો કોઈ વીર કોઈ સરદાર રા'ની આડે

અત્યારે આવી શકે તેમ ન હતો – તેની ત્રાડ મોરઠીઓની રહીસહી ટુકડીને ય ટકાવી રહી, "ક્યાં છે સોલંકી ?"

દેશળદેવ જયસિંહદેવની દૃષ્ટિ સમક્ષ આમ શૂરા રા'ને વધુ રાખવામાં સાર નથી તે સમજી ગયા અને એ કોલાહલમાં કોઈને જાણ ન થાય તેમ જયસિંહદેવ સોલંકીને તેણે રાજગઢને રસ્તે દોર્યા. રક્ષકોને ખુશ કરી ને ખુશ ન થયા તેમને કાયમની વિદાય આપી ફુટેલા સાથી હમીરની મદદથી રણવાસના એક ખંડમાં તેઓ પાટણપતિને લઈ ગયા. રાણુક ત્યાંજ હતી. એજ રુપ, એ જ યૌવન, એજ નિર્મળ પ્રભાવ. જયસિંહદેવની દૃષ્ટિ મજેવડીવાળી રાણુક અને તેમનું પહેલું મિલન યાદ કરી રહી.

દેશળને જોતાં વેંત જ જૂનાગઢની એ સતી સ્થિતિ સમજી ગઈ. દેશળ તો મામીના જગદમ્બા સમા પ્રભાવને જીરવી શકે તેમ જ ન હતો, એની વાચા ય બહાર વહે તેમ ન હતું. જૂનાગઢની અને સોરઠને ખૂણેખૂણે ફેલાએલી જનતાની જીભે સોરઠની આ સિંહણના સતીત્વની થતી તારીફ દેશળદેવને યાદ આવી ગઈ. તેમણે બે પગલાં પાછાં ભર્યાં. પણ, જયસિંહદેવ સોલંકીની સ્વસ્થતા અચળ હતી. રાણુકને એમણે મજેવડીમાં તે હતી ત્યારની વાત સમરાવી, પોતાની વેદના ય તેમણે વર્ણવી, રાણુકનું મિલન રાણુકને યાદ આપ્યું, પાટણની મહત્તા ય તેમણે સૂચવી, સોરઠનું

પતન જણાવ્યું અને ભાવિજીવનની અનેક સુભગ શક્યતા-
ઓ ય બતાવી. અકળાયા વગર મીઠી વાણીમાં રાણકને
પાટણના સ્વામીએ નિર્વ્યાજપણે બધું જ સમજાવી જોયું.

બધું જ સાંભળી લઈ રાણકે તો એક જ ઉત્તર વાળ્યો,
"સોલંકી રાજવી! પુરુષોત્તમ થવાનું છોડી પશુ થવું કાં
ચાહો? રાણકી તો ક્યારનીય તમારી બહેન બની ગઈ છે.
જયસિંહદેવ! પાટણને મહાન કરવા નીકળ્યા છો, તે આમ
એ મહાન થશે? તમે ક્ષુદ્ર થશો તો પાટણ મોટું થઈ
રહ્યું! ભાઈ, રા' મળશે તો માનીશ કે મને મારા ભાઈએ
એ પસલી આપી! 'બાકી તો, ભાઇ, હું તો રા'ની જ છું!
બીજા કોઇની નહિ, શું આ ભવે કે શું બીજે!'

જીવનમાં એવું ઘણીવાર બને છે. એકજ શબ્દ, એકજ
દૃષ્ટિ, કે એકજ ઘટના માનવ જીવનનું વહેણ અનાયાસે
બદલી નાખે છે. રાણકની વિમલ સતીત્વની જ્યોત જયસિંહ-
દેવ મહારાજે જોઈ અને રાણકની વાણીએ તેમના અંતરને
અજવાળી નાખ્યું. પાટણને મહાન કરવું હોય તો બેન
બનેલી સ્ત્રીના સતીત્વને પૂજવું જ રહ્યું એ વાત તેમના
હૃદયમાં વસી ગઈ. એ ભાન થયા છતાં એમનું હૃદય તો
ભારે જ થઈ ગયું – એ ભાર સાથે તેમણે રણવાસ છોડયો.

પોતાની રમત ઊંધી વળતી જોઈ દેશળદેવ ખિન્ન થયા.
એમના દિલને જાણે કે ધરતીકમ્પ હચમચાવી રહ્યો!

વિશળદેવને ઈશારો કરી તેમણે પાટણના આવા – તેમને મન મૂર્ખ રાજાનાં પગલાં અનુસરવા માંડયાં.

જૂનાગઢના જુદ્ધમાંથી જયસિંહદેવ મહારાજનો રસ હવે ઊડી ગયો. સોરઠ પડે યા ન પડે તેની તેમને ચિન્તા ન રહી. વિજયમાં જ તેમને પરાજયનો અનુભવ થયો. જડ પગલે રાણકના ઉત્તરને વિમાસતા પાટણપતિ ગિરનારી બારી આગળ પહોંચ્યા ત્યાં તો આખું દ્રશ્ય જ બદલાઈ ગયુ હતું.

પટ્ટણી સૈનિકોમાં મહાકાલનું સ્વરુપ સજી હાહાકાર જગાવી ચૂકેલા રા'ની સમશેર મંડળેશ્વર ત્રિભુવનપાલની અસિ સાથે અફળાતાં તે તૂટી ગઈ હતી અને તે પ્રસંગનો લાભ લઈ જગદેવજી અને મુંજાલ મહેતાએ સોરઠના એ કેસરીને બાથમાં ભીડી લીધો હતો. અત્યારે તેના હાથે લોહ શૃંખલાઓ જડાઈ ગઈ હતી, છતાં એનો સીનો એની દ્દષ્ટિનું ગૌરવ અને એનાં નાકની વેધકતા જયસિંહદેવ સોલંકીને આકર્ષી રહ્યાં. રાણકની અંજલિ તેમને સાચી લાગી, "હું તો રા'નીજ – બીજા કોઇની નહિ !" શું ખોટુ હતું ? – એમને વિચાર થયો. જગદેવજીની નજરે સોલંકી નરેશ આવ્યા ન આવ્યા અને એમણે જયનાદની પ્રચંડ છોળ ઉછાળી, "જયસિંહદેવ મહારાજનો જય !" અને વિજયઘેલા પટ્ટણી વીરોએ પણ સ્વાગત કર્યું, "જય સોમનાથ !"

*

ગિરનારની ટોચે સૂરજે તેજનો મુગટ પહેરાવ્યો તે પહેલાં જ, આમ, પાટણના સ્વામીને શિરે સોરઠવિજયનો મુકુટ શોભી રહ્યો. ચૌલુક્ય વંશનો કુક્કુટધ્વજ જૂનાગઢના દુર્ગપર ફરફરી રહ્યો. દુર્જય રહેલું જૂનાગઢ પાટણની પાંખમાં સમાઈ ગયું.

અશાન્ત જૂનાગઢને ચૌલુક્ય નરેશના ઢંઢેરાએ સુખ-શાન્તિ અને અભયનો કોલ આપ્યો. સજ્જન મહેતાને સોરઠના દંડાધિપતિ નીમીને દગાબાજ દેશળ – વિશળને દેહાંતદંડની શિક્ષા પણ એ જ ઢંઢેરામાં પાટણપતિએ ફરમાવી દીધી. સોરઠના વહીવટની નવી રચનાનો તેમાં તેઓએ આદેશ આપ્યો. ભૂતકાળ ભૂલીને પાટણ અને સોરઠના સમ્બન્ધ ફરી મીઠા થાય અને એ મીઠાશ અતૂટ બને એવી અભિલાષા પણ તેમાં વ્યકત કરાઈ.

અને જૂનાગઢની વિદાય લેતા પાટણપતિ શ્રી પરમ ભટ્ટારક મહારાજ જયસિંહદેવ સોલંકીએ જૂનાગઢના દુર્ગમ્ય દુર્ગને જોઈ લીધો – પાટણનો વાવટો પવનનો દોસ્ત થએલો તેમણે જોયો – એમનું હૈયું પ્રફુલ્લિત થયું.

*

જૂનાગઢથી અણહિલપુર પાટણ લઈ જવાએલા અને મંડળેશ્વર બનાવાએલા રા'ખેંગારની આંખોએ અંધારાં ઉલેચાતાં હતાં. પાટણે ઉજવેલા વિજયોત્સવની દીપમાળાઓ તેના હૃદયને અંધકારમગ્ન કરી રહી હતી. જે જૂનાગઢને એણે દુર્ગમ કર્યું હતું, જેમાં રહી એણે સોરઠની નવી કાયા ખડી કરી હતી, જ્યાં વસી એણે પિતાની પ્રતિજ્ઞાઓનું તર્પણ કર્યું હતું, – ત્યાં એ પાછો આવા હાલે પ્રવેશ કરશે ? એની રગેરગ, જાણે, તૂટી રહી હતી, અને એની છાતી કળતી હતી. યમરાજને ય આ ભગ્ન જીવની દયા આવી – સોરઠ પાછા ફરતા એ પરાજિત સિંહને વઢવાણ આગળ જ એણે પોતાની પાંખે લઈ લીધો.

સાથે જતી રાણકનું દિલ પણ તૂટ્યું તો હતું જ, છતાં એના ચિત્તમાં એક આશા હતી કે જૂનાગઢને ફરી કસી શકાય તેમ છે ! રા'ની શક્તિમાં તેને શ્રદ્ધા હતી. પાટણની રાજસભામાં સોલંકી નૃપતિએ રા'ની મુક્ત કંઠે કરેલી પ્રશંસા તે યાદ કરતી હતી. પાટણના મહારસ્તલોમાં તેને મોખરે ગણાવતાં મંત્રી મુંજાલની છાતી કેવી ફૂલતી હતી તે ય તેણે સ્મર્યું. મીનળની વિદાયવાણી તો એ શેની જ વીસરે ? –, "દીકરી, રા' જેવા નરમણિને પ્રિયતમ બનાવીને તેં જીવનનું પરમ સૌભાગ્ય જ મેળવ્યું છે, હાં !" – પણ

તેની આ આશા રા'ના વદનના દર્શને જ લુપ્ત થઈ જતી. અને જ્યારે પોતાના એ પ્રાણવલ્લભને ભગવાન્ કાલને અંક ચડતો તેણે નિહાળ્યો ત્યારે તો તે પણ એ જ ખોળે સૂતી–નિર્ભય અને નિરવધિ સંતોષસહ.

અને સોરઠ તો શું પણ ગૂજરાત આખાયે એ યુગલની અનંત સમાધિના સમાચાર સુણી આંસુ સાર્યાં. ! *

*

---

*વઢવાણ નજીક ભોગાવાના તટે રાણક સતી થઈ એ સુવિદિત છે.

# ૪

વિ. સં. ૧૧૭૦ના આ સોરઠ-
વિજયે ગૂજરાતભરમાં પાટણનો ડંકો બજાવી દીધો. આખું સૌરાષ્ટ્ર અણહિલપુરનું આશ્રિત થયુ એ ઘટના કાંઈ જેવી તેવી ન હતી. પાટણની રાજનીતિમાં રહેલી ઉદારતા, પ્રગતિ અને સહકાર ભાવના તેના અભ્યુદયને ત્વરિત કરવા પૂરતી હતી. તેમાં વળી દંડાધિપતિ સજ્જન મહેતાનું શાણું સામર્થ્ય સોરઠની પ્રજામાં સંતોષ અને શાન્તિનું વાતાવરણ સર્જી રહ્યું હતું.

એ પ્રસંગ પછી બીજાં પાંચ – છ વર્ષોનો પ્રવાહ વહી ગયો. ગૂજરાતની બહાર પણ પાટણના યુવાન રાજવીના પ્રતાપની ગાથાઓ પ્રસરી રહી. જયસિંહદેવ મહારાજે આ દાયકામાં પાટણને વિરામ આપી તૈયાર કર્યું. જૂનાગઢના જુદ્ધમાં પાટણે ઓછું ખોયુ ન હતું. એ ખોટ પૂરવા પાટણ નરેશે આ દાયકામાં પોતાનું લક્ષ કેન્દ્રિત કરી દીધું. સોરઠથી આવ્યા પછી તેમણે પોતાની નગરચર્યાઓ પણ

આરંભી દીધી. લોકો તો છડેચોક વાતો કરવા લાગ્યા કે પાટણના સ્વામીમાં ભગવાન્ સોમનાથે અલૌકિક શક્તિઓ ભરી હતી. તેમની રાતચર્યાઓની વાતો કરતાં કરતાં કોઇક અદ્‌ભુત રસનો છીવડો જોડી પણ કાઢતો કે પાટણનો રાજા રાતે પિશાચો ને યોગિનીઓ સામે ય બાથ ભીડે છે! સોરઠમાં પોતે હતા તે સમયે જયસિંહદેવ મહારાજને જ્યાં જ્યાં જરૂર જણાએલી ત્યાં ત્યાં તેમણે આ પાંચેક વર્ષોમાં વાવ – કૂવા – તળાવ વા કિલ્લાઓનું ચણતર કરાવી દીધું હતું. અણહિલપુર પાટણની સંસ્કાર પ્રવૃત્તિઓને તો તેમનું પ્રોત્સાહન સદાય હતું જ. મંદિરો અને ચૈત્યોમાં ફરી એમણે વિદ્યાર્થીઓને સહાય અર્પી. સત્રશાળાઓમાં છૂટે હાથે બક્ષિસો આપી. પાટણના પરમભટ્ટારક શ્રી જયસિંહદેવ સોલંકીએ પાટણના વિદ્વાનો અને કલાકારોની પ્રવૃત્તિઓમાં ઓર વેગ આણી દીધો.

*

પાટણના વૈભવભર્યા ઝવેરી બજારમાં આજે માણસોની દોડધામ વધી ગઈ જણાતી હતી. રસ્તે આવતા – જતા લોકોની વાતો પરથી અજાણ્યાને ય એટલી ખબર તો મળી ગઈ કે એ માર્ગે થઇને અલ્પ ક્ષણોમાં જ મહારાજાધિરાજ પરમ ભટ્ટારક શ્રી જયસિંહદેવ સોલંકીની સ્વારી કવિરાજ શ્રીપાલની વિદ્યાપીઠ તરફ પધારનાર હતી. તેથી તો ચૌટાની બંને બાજુઓ પર આતુર માનવોની હારો લાગી ગઈ હતી.

બેહુ વિલમ્બ ન થયો. આગળપાછળ વીસવીસ પટ્ટણી ઘોડેસ્વારોથી શોભતી મહારાજાધિરાજની સ્વારી જનતાની દૃષ્ટિએ પડી. ઝવેરીહાટની કમાનમાં પ્રવેશ થયો અને લોકોનો ઉમળકો ઉછળી રહ્યો, "મહારાજાધિરાજનો જય હો!" સોલંકી મહારાજનું રાજવંશી ગૌરવથી ઓપતું મુખ એક સૌજન્યના સ્મિતથી ચમકી રહ્યું. બિચારા ઝવેરીઓની નજર તો પાટણના સ્વામીના કંઠે દીપતી મૌક્તિકમાળા પર જ સ્થિર થઈ ગઈ.

ઝવેરીહાટ પૂરી થતી હતી ત્યાં જ સર્વના આશ્ચર્ય વચ્ચે પાટણનરેશનો હાથી રોકાયો. લોકોના ટોળાંમાં અધીરતા વધી. ત્યાં જ માનવોની ખડકાએલી કતારની પાછળ એક તેજસ્વી ગૌર યુવકનું પ્રતિભાવન્તું મોં જયસિંહદેવ મહારાજે જોયું. તેમણે તરત જ હસ્તીને રોકવા મહાવતને કહ્યું. બધાની આંખો ચેલી ગૌર યુવાન વ્યક્તિ પર જ સ્થિર થાય ને? એનું સ્મિત એણે ઉત્તરીય તરીકે ઓઢેલ શ્વેત વસ્ત્ર જેવું જ ઉજ્જવલ હતું. એનાં લોચનમાંથી વરસતી ગરવી શાન્તિ જ તેની મેધાની તેજસ્વિતા સૂચવતી હતી. એના ભવ્ય ભાલમાં જ્ઞાનનો પ્રતાપ ઝગતો હતો, અને જાણે કે વિધાતા તે પર મહત્તાની લિપિ આલેખી ગયા હોય તેવી એક રેખા ય ત્યાં દેખાતી હતી. મહારાજે પાછળ બેઠેલ શોભને પૂછયું, "કોઈ નવીન લાગે છે, નહિ?

કોણ છે ?" પરંતુ શોભ મહેતાની આંખે અપરિચિતપણું વ્યકત કર્યું ન કર્યું ત્યાં તો એ ઓજસ્વાન સુવાનનો કંઠમાંથી કવિતાની સેર ફૂટી રહી,

कारय प्रसरं सिद्ध हस्तिराजमशंकितम् ।
त्रस्यन्तु दिग्गजाः किं तैः भूस्त्वयैवोद्धृता यतः ॥*

—પાટણપતિના મુખપર આનંદ ગર્વ અને અહોભાવ તરી રહ્યો. હાથીને બેસરાવીને એમણે એ પ્રતિભાવન્ત નરને પૂછયું: "કવિશ્રી, કયાંથી પધારો છો આપ ? આપનું શુભ નામ ?" પાટણની ઝવેરી હાટમાં ભેગા થએલાઓ સાંભળી શકતા ન હોવા છતાં તેઓની અસ્વસ્થતા એવી જ હતી. પાટણના સૈનિકો ત્યાં ન હોત તો ત્યાંની વ્યવસ્થા ય સચવાય તેવું ન હતું.

"ખંભાતથી આવું છું, મહારાજ ! મારું નામ હેમચન્દ્ર !"

"હેમચન્દ્ર ? હેમચન્દ્ર સૂરિ ?" જયસિંહદેવના સાદમાં આદર ઉલટયો, "શોભ ! શ્રીકલશને+ પાછળ લઈ આવજો ! શ્રીપાલની વિદ્યાપીઠ કયાં દૂર છે અહીંથી ?

---

* (હે, મહારાજ !), આપના ગજરાજને મોકળે મન ચલાવરાવો ! (પૃથ્વીનો ભાર વહતા) દિગ્ગજો ભલેને ત્રાસ પા જાય ! હવે તો આપે જ ધરતીનો ભાર ધાર્યો છે; પછી એ કોને તમા છે ?

+ જયસિંહદેવના હાથીનું નામ.

પધારો સૂરિજી, પાટણ તમારા જેવા પંડિતોથી પુનિત થયા જ કરે છે!" જયસિંહદેવ મહારાજ પોતાના હાથી પરથી ઉતરી ખંભાતથી આવેલા એ યુવાન સૂરિને આદર ભાવે સાથે રાખી વાતો કરતા કરતા આગળ વધ્યા. તે સમયે આ બધું કૂતુહલ અને આશ્ચર્યભાવે જોયા કરતી પાટણની પ્રજાને એ ક્ષણે ખ્યાલ પણ ક્યાંથી આવે કે આ તો ગૂજરાતના બે મહાન સંસ્કાર ઘડવૈયાઓ હતા – ગૂજરાતે જેમને પછીથી ઓળખાવ્યાઃ સિદ્ધરાજ જયસિંહ અને હેમચન્દ્ર આચાર્યના અભિધાને.

*

ખંભાતથી ગૂજરાતને ગામે-ગામ જ્ઞાનનું અમૃત વહાવતા આવેલા આ હેમચન્દ્ર આચાર્ય કોણ? પોતાની પ્રતિભાથી પાટણપતિને, પાટણને, ગૂજ-રાતને અને પછી તો સૈકાઓ સુધી ગૂજરાતી જનસમાજને આકર્ષી રહેનાર આ સૂરિ કોણ?

ખંભાતના અલીએ જેના ભવ્ય દિક્ષા મહોત્સવની વાત કરી હતી તે જ એ સોમચન્દ્ર સૂરિ! એના પિતા ચાચીંગ અને માતા પાહિણીના પુત્ર તરીકે એનું મૂળ નામ હતું ચાંગદેવ. રસાળ અને રઢિયાળા ભાલપ્રદેશમાં ધંધુકા ગામે મોઢ વણિક જ્ઞાતિમાં એનો જન્મ થયો હતો, વિ. સં. ૧૧૪૫ની કાર્તિક પૂર્ણિમાએ.

કોણ છે?" પરંતુ શોભ મહેતાની આંખે અપરિચિતપણું વ્યકત કર્યું ન કર્યું ત્યાં તો એ ઓજસ્વાન યુવાનના કંઠમાંથી કવિતાની સેર ફૂટી રહી,

कारय प्रसरं सिद्ध हस्तिराजमशङ्कितम् ।
त्रस्यन्तु दिग्गजाः किं तैः भूस्त्वयैवोद्धृता यतः ॥ *

—પાટણપતિના મુખપર આનંદ ગર્વ અને અહોભાવ તરી રહ્યો. હાથીને બેસરાવીને એમણે એ પ્રતિભાવન્ત નરને પૂછયું: "કવિશ્રી, કયાંથી પધારો છો આપ? આપનું શુભ નામ?" પાટણની ઝવેરી હાટમાં ભેગા થએલાઓ સાંભળી શકતા ન હોવા છતાં તેઓની અસ્વસ્થતા એવી જ હતી. પાટણના સૈનિકો ત્યાં ન હોત તો ત્યાંની વ્યવસ્થા ય સચવાય તેવું ન હતું.

"ખંભાતથી આવું છું, મહારાજ! મારું નામ હેમચન્દ્ર!"

"હેમચન્દ્ર? હેમચન્દ્ર સૂરિ?" જયસિંહદેવના સાદમાં આદર ઉલટયો, "શોભ! શ્રીકલશને+ પાછળ લઈ આવજો! શ્રીપાલની વિદ્યાપીઠ કયાં દૂર છે અહીંથી?

---

* (હે, મહારાજ!), આપના ગજરાજને મોકળે મને આગળ ચલાવરાવો! (પૃથ્વીનો ભાર વહતા) દિગ્ગજો ભલેને ત્રાસ પામી અકળાઈ જાય! હવે તો આપે જ ધરતીનો ભાર ધાર્યો છે; પછી એ દિગ્ગજોની કોને તમા છે?

+ જયસિંહદેવના હાથીનું નામ.

પધારો સૂરિજી, પાટણ તમારા જેવા પંડિતોથી પુનિત થયા જ કરે છે!” જયસિંહદેવ મહારાજ પોતાના હાથી પરથી ઉતરી ખંભાતથી આવેલા એ યુવાન સૂરિને આદર ભાવે સાથે રાખી વાતો કરતા કરતા આગળ વધ્યા. તે સમયે આ બધું કૂતુહલ અને આશ્ચર્યભાવે જોયા કરતી પાટણની પ્રજાને એ ક્ષણે ખ્યાલ પણ ક્યાંથી આવે કે આ તો ગૂજરાતના બે મહાન સંસ્કાર ઘડવૈયાઓ હતા – ગૂજરાતે જેમને પછીથી ઓળખાવ્યાઃ સિદ્ધરાજ જયસિંહ અને હેમચન્દ્ર આચાર્યના અભિધાને.

*

ખંભાતથી ગૂજરાતને ગામેગામ જ્ઞાનનું અમૃત વહાવતા આવેલા આ હેમચન્દ્ર આચાર્ય કોણ? પોતાની પ્રતિભાથી પાટણપતિને, પાટણને, ગૂજરાતને અને પછી તો સૈકાઓ સુધી ગૂજરાતી જનસમાજને આકર્ષી રહેનાર આ સૂરિ કોણ?

ખંભાતના અલીએ જેના ભવ્ય દિક્ષા મહોત્સવની વાત કરી હતી તે જ એ સોમચન્દ્ર સૂરિ! એના પિતા ચાચીંગ અને માતા પાહિણીના પુત્ર તરીકે એનું મૂળ નામ હતું ચાંગદેવ. રસાળ અને રઢિયાળા ભાલપ્રદેશમાં ધંધુકા ગામે મોઢ વણિક જ્ઞાતિમાં એનો જન્મ થયો હતો, વિ. સં. ૧૧૪૫ની કાર્તિક પૂર્ણિમાએ.

એકદા સુપ્રસિદ્ધ જૈન મુનિ શ્રીદેવચન્દ્ર ધંધુકા પધાર્યા અને ચાંગદેવની તેજસ્વી અપાર્થિવ મુખમુદ્રા નિરખીને જ વ્યાખ્યાન સાંભળવા આવેલી માતા પાહિણી પાસે એમણે એ પુત્રની ભિક્ષા યાચી. ગૂજરાતને ઘડનાર એ એક યુગપુરુષ થવા સર્જાયો છે, તેના જ્ઞાન તથા ચારિત્ર્યના ઓજસે એનું સ્થાન ઇતિહાસકારો પણ ભૂલશે નહિ અને અહિંસા-સત્ય-પ્રેમ-ત્યાગ સમાં ભાવઝરણાં તેના જીવનમાંથી વહીને ગૂજરાતને સમૃદ્ધ કરશે એવું જ્યારે સૂરિ દેવચન્દ્રે પાહિણીને શ્રદ્ધાળુ સમાજ વચ્ચે જ સમજાવ્યું ત્યારે પુત્ર વિયોગની કલ્પનાએ અસ્વસ્થ થએલી પાહિણીએ અન્તે તો દેશોત્કર્ષ અર્થે પોતાનો પુત્ર ધર્મગુરુને ખોળે મૂકી દીધો જ. પોતાનું એકનું એક રત્ન એણે ગુર્જરીને ચરણે ધરી દીધું જેના જ્યોતિએ આજે ય ગૂજરાતી ભાષા, સાહિત્ય અને સંસ્કારના અભ્યાસીના -ઉપાસકના હૃદયને આકર્ષી રાખેલ છે.

પછી તો ધંધુકાથી ખંભાત આવીને ચાંગદેવ દીક્ષા પામ્યો. પછી સોમચન્દ્ર મુનિને નામે એણે એકાગ્રચિત્તે મા સરસ્વતીનાં ચરણ સેવ્યાં. શાસ્રોનું એણે સાંગોપાંગ અધ્યયન કર્યું. ધર્મના આચારવિચારો સમજી સમજીને જીવનમાં એણે વણી દીધા. જન અભ્યુદયની ઉચ્ચ ભાવનાને ધ્રુવતારો બનાવીને એણે જ્ઞાનના અનંત પંથની યાત્રા અ-વિરામ ચાલુ રાખી. સ્વભાવની ઉચ્ચતા એણે વિકસાવી.

સંસ્કાર અને સત્યનો એ વૈતાલિક થયો એના હૃદયની નિર્મલતા અને તેજસ્વિતા તેને શબ્દેશબ્દ સદેહ થતી. સાધુતાનાં સ્મિતે તેની દૃષ્ટિ અહોનિશ ભરી ભરી રહેતી. યુગર્ષિ સમો એ જ્ઞાનસેવક થોડાં જ વર્ષોમાં ગૂજરાતની એક અગ્રયામી વ્યક્તિ થઈ ગયો. પછી તો દેવચન્દ્રસૂરિએ તેને આચાર્યપદે આરુઢ કર્યો. ત્યારથી વિ. સં. ૧૧૬૬ ની અક્ષયતૃતિયાથી તેઓ બન્યા ખંભાત અને પછીથી ઉપર કહ્યુ તેમ ગૂજરાત સમસ્તના સંસ્કાર રક્ષક અને સંસ્કાર પ્રેરક હેમચન્દ્રાચાર્ય !

*

## ૫

મહારાજાધિરાજ પરમ ભટ્ટારક શ્રીમત્ જયસિંહદેવ સોલંકી અને જ્ઞાનમૂર્તિ જૈન ધર્મવેત્તા શ્રી હેમચન્દ્ર આચાર્ય એટલે બારમા સૈકાના ગૂર્જર પ્રજા-જીવનના બે અતિ સમર્થ યશસ્વી રાષ્ટ્ર સર્જકો, કહો નર-પુંગવો! ગૂર્જર અસ્મિતાના ગુજરાતના ગૌરવના એ બે હતા મહાન પુરસ્કર્તાઓ! આવી બે સમર્થ વ્યક્તિઓનું મિલન ગુજરાતના ઇતિહાસ માટે પરમ સુભાગ્ય જ ગણાય.

શ્રી હેમચન્દ્રાચાર્યની જ્ઞાનગંગાનું પાન કરતા પાટણ-નરેશને 'જયસિંહદેવ'માંથી 'સિદ્ધરાજ જયસિંહ' બનાવ-નાર એક રોમાંચકારી પ્રસંગ આ જ અરસામાં બની ગયો. અણહિલપુર પાટણે, ગૂજરાતે અને ઇતિહાસે જયસિંહદેવ સોલંકીને, ત્યાર પછીથી, 'સિદ્ધરાજ જયસિંહ'ના નામે ઓળખવા માંડયા.

*

વિ. સં. ૧૧૭૯ ના ફાગણ માસની એક ઢળતી સાંજે રખવાડીમાં જવાનું માંડીવાળી

જયસિંહદેવ મહારાજ એકલા એકલા રાજભુવનના ઉપવનમાં વિચારોમાં લીન થઈ ફરી રહ્યા હતા. યુવાન રાજવી જયસિંહદેવનું અંતર તો આજે ય એનું એ જ હતું – એજ અવિરામ ઉછળ્યા કરતી મહત્ત્વાકાંક્ષાઓ, એ જ ભાવનાની નિષ્ઠ ભક્તિ, અને એજ શૌર્ય – સાહસ ઝંખતું પૌરુષ !

અત્યારે એમનું મન પ્રશ્નોની કતાર પર ફરી રહ્યું હતું– 'સોરઠ આવ્યું પણ સિન્ધ, માળવા અને બીજે કેટલેક સ્થળે પાટણનો ધ્વજ ચડાવવાનો શું બાકી ન હતો ? માળવાની રાજસભાને, તેજોવધ કરવાના પ્રયાસો કરતી, શું અટકાવી શકાઈ હતી ? ગૂજરાતનું એક રાષ્ટ્ર ઊભું કરવાની તમન્ના શું અમૂર્ત જ રહેવા વિચારાઈ છે ? શું મારી મહત્ત્વાકાંક્ષાઓ મનમાં ને મનમાં જ તરફડ્યા કરવા નિર્માઈ છે ? વયોવૃદ્ધ શાંન્તુ મહેતા તો નિવૃત્ત થઈ યાત્રાર્થે નીકળ્યા – એમણે ઘણું ઘણું કર્યું કહેવાય; પણ મહા અમાત્ય મુંજાલ મહેતા, વીર ત્રીભુવનપાલ, સોરઠને સંભાળતા ને શણગારતા* સજ્જન મહેતા, ખંભાત બંદરે કુકુટ ધ્વજ અણનમ ફરકાવી રાખનાર ઉદયન મહેતા, નાગર મુત્સદ્દી મંત્રી દાદાક, બુદ્ધિશાળી અમાત્ય આશુક, પટ્ટણી યોદ્ધાઓને તૈયાર કરતા કેશવ, મહાદેવ અને જગદેવ, ધર્મધુરંધર હેમચન્દ્ર મુનિ, કવિ શ્રીપાલ, વગેરે તો હજી અણહિલપુરના ગૌરવને રક્ષતા બેઠા

* ગિરનાર પરનાં જૈન મંદિરોનો એણે પુનરુદ્ધાર કર્યો.

જ હતા! છતાં, પાટણમાં આવું શૈથિલ્ય શાને? પટ્ટણીઓમાં આ ઓટ શા માટે? શું શૌર્ય અને સાહસથી પાટણ ધરાઈ ગયુ છે? પોતાનુ મહાસ્વપ્ન શું તે મૂર્ત કરી જ નહીં શકે?'

પરન્તુ પ્રશ્નોની એ હાર પર ફરતા તેમના મનને એકાએક એક મિષ્ટ સંબોધને અટકાવ્યું, "રાજવી –!" "ઓહો! તમે?" જયસિંહ દેવે સાત્ત્વિક હેમચન્દ્ર સૂરિને આવેલા જોયા.

"હા, મહારાજ! પણ .... રાજાધિરાજોને ય ચિન્તાનો ભાર તો ખરો જ, નહિ?" હેમચન્દ્રાચાર્ય હળવું હસ્યા.

"આચાર્યજી, ચિન્તા છે તો જીવન છે! મને તો એક જ વિચાર થાય છે કે અણહિલપુર મંદ કેમ થતું જાય છે? આપણા મુત્સદ્દીઓ નિષ્ક્રિય છે અને લશ્કરનો થાક હજી ઉતર્યો નથી! આ પ્રમાદ, સૂરિજી! ભયંકર નથી? મને તો આમાં આત્મનાશની જ આગાહી જણાય છે! પાટણનું ભવિષ્ય આ રીતે તો ........!" જયસિંહદેવ ઓચિન્તા અટકી ગયા. એમની દૃષ્ટિમાં ઉપવનમાં પ્રવેશી રહેલા બે પુરુષો દેખાયા. બન્ને લાંબા ને સૂકા હતા. ઉઘાડાં શરીરો પરનાં ઉપવિતો તેમની બ્રાહ્મણો હોવાની ઓળખાણ દૂરથી ય આપતાં હતાં. જેમ જેમ તેઓ પાસે આવતા ગયા, તેમ તેમ તેમનો દેખાવ સ્પષ્ટ થતો ગયો – તેમના પગો ધૂળથી જાણે લીંપાઈ ગયા હતા, તેમની જટાઓ

અને દાઢીઓમાં પણ વાયુએ ધૂળના થર એકઠા કર્યા હતા, આંખોની ફિક્કાશ અને કાળાશ તો ભયજનક જ કહી શકાય તેવી હતી અને સહેજ નજીક આવે તો તો તેમની પાંસળીઓ પણ ગણાવી શકાય તેવી તેમની દુર્બલ કાયા હતી. હાથમાં કાઠીઓ ન હોત તો તેઓની દશા શી હોત તે કલ્પવું પાટણ નરેશને કઠિન લાગ્યું.

"પધારો, ઋષિજન ! ક્યાંથી પધારવું ?" સૌમ્ય હેમચન્દ્રાચાર્ય જોઈ ગયા કે આગન્તુકો સામાન્ય બ્રાહ્મણો ન હતા.

"શ્રીસ્થલથી*....," નિસાસો નાખતાં એકે કહ્યું. 'શ્રીસ્થલ'ના શબ્દોચ્ચારે શૈવધર્મપ્રેમી જયસિંહદેવ મહારાજની જિજ્ઞાસા વધુ તીવ્ર બની. તેમણે ફરી એ બ્રાહ્મણો તરફ જોયું. અને જ્ઞાની અને સંસ્કારી લાગ્યા. બંનેની દૃષ્ટિમાં વેદના ભરેલી તેમણે નિહાળી. બંનેના હોઠે અણુકથી વાત 'આવું – આવું' કરી રહી હોય એમ તેમને જણાયું.

"અન્નદાતા," બોલનારની હાંફ ધીમે ધીમે શમતી હતી, "પ્રાણદાતા! આપનું રક્ષણ યાચતા અમે દોડી આવ્યા છિયે! શ્રીસ્થલને તો આજે અસુરો ખુંદી રહ્યા છે! એ દયાહીનોને હાથે અજા પીંખાઈ રહી છે! આપ પર જ

* આજનું સિદ્ધપુર

અમારા જીવનનો આધાર છે, રાજાધિરાજ! અમારો ઉદ્ધાર આપને હાથ છે! મહારાજ, મહારાજ, અમારાં શિર તમારે પાય છે!" બોલનાર વૃદ્ધ બ્રાહ્મણજન પાટણપતિના પગમાં ઢળી પડયો.

"આ શું? અરે, ઊઠો! ઊઠો! ઋષિજી, શ્રીસ્થલની પ્રજા તે શું મારી પ્રજા નથી? એનું દુ:ખ એ મારું દુઃખ, એનાં આંસુ એ મારાં આંસુ! પણ – ચૌલુક્ય વંશની છેડતી કરવાનું કમભાગ્ય કોને સૂઝયું છે? કોને પોતાનું જીવન વધુ પડતું જણાયું છે, ઋષિજી?" બોલંકી રાજવીના મુખ પર વ્યગ્રતા વધતી હતી.

"પ્રભો, ગુરુદેવનું કથન સત્ય છે!" આધેડવયના બીજા જટાધારી બ્રાહ્મણ પુરુષે સ્વસ્થ થઈ કહ્યું. એનો અવાજ ગંભીર થયો, "આજે સરસ્વતીને તટે કોઈ મોકળે મને ફરી શકતું નથી! એના નિર્મળ નીરમાં કોઈ નિશ્ચિન્ત સંધ્યા – પૂજા કરી શકતું નથી. સરસ્વતીને નિશાચરો પોતાની કરી રહ્યા છે. શ્રીસ્થલપુરમાં પણ કોઈ જીવ ઊંચો રાખ્યા વિના હરીફરી શકતું નથી. પ્રજા ત્રાસ ત્રાસ પોકારી રહી છે. ઉત્તર તરફથી અરણ્યો વટાવી વટાવીને એક ભયંકર દાનવ પોતાની એવી જ ભયંકર ટોળી લઈને શ્રીસ્થલમાં ભય વર્તાવી રહ્યો છે. એને કોઈ રોકી શકતું નથી! અધિકારીઓ પણ એ રાક્ષસોના અત્યાચારોને અંકુ-

રામાં રાખવા અશક્ત થયા છે, તો આમ રંક પ્રજાજનોની તો શી વાત? આપની બંધાવેલી સુવિખ્યાત સત્રશાળાને તો એ દાનવોએ ધૂળ ભેગી જ કરી નાખી છે! અમારાં પ્રિય ગ્રન્થાલયોને એ અસુરોએ અગ્નિની દંષ્ટ્રામાં હોમી દીધાં છે. વિદ્યાસેવકોને તો વીણી વીણીને એ લોકો ત્રસ્ત કરે છે. પ્રભો, પ્રભો, એમની દુષ્ટતાને આરો નથી! રુદ્ર મહાકાલનું ચૌલુક્ય વંશનું ભવ્ય દેવાલય પણ એમણે હજી ગઈ રાતે જ તોડી ફોડીને લૂલું બનાવી દીધું! એ ખંડેરોને જોઈ શ્રીસ્થલની પ્રજાની આંખે —"

"બસ, બસ, ઋષિજન! તમે કહો છો તે સમજાઈ ગયું! પણ એ દાનવ છે કોણ?" મુનિ હેમચન્દ્ર બોલ્યા.

"સૂરિવર્ય, લોકો એને બર્બરકને નામે ઓળખે છે! મહારાજ, મહારાજ, એ દાવાનલ જેવો છે! એને જેતાં જ મહારથીઓ પણ ધ્રૂજી ઊઠે. એની અંગારા જેવી આંખો ને એના વિકરાલ કાળા મોંમાંથી બહાર નીકળી આવતા તીક્ષ્ણ મોટામોટા દાંત તો ભડકાવીને જ જીવ લઈ લે તેવાં છે. પ્રભો, એ આવે છે વાવાઝોડાંની જેમ! શ્રીસ્થલનાં પુણ્ય પરવાર્યાં લાગે છે. ધર્મ કે સંસ્કૃતિનું ત્યાં કોઈ ચિહ્ન હવે રહી શકે તેવું લાગતું નથી!" બોલતાં બોલતાં થાકી ગયેલા વૃદ્ધ બ્રાહ્મણ ઋષિની આંખે આંસુ ચડી આવ્યાં.

"ઋષિજન, ક્ષમા કરો! ધર્મનો નાશ મારા જીવતાં

મારી પ્રજા સહી લે તો એના જેવું બીજું પાપ મારે માટે નથી ! બ્રહ્મણવર્ય, તમે તો મારાં ચક્ષુઓ આજે પોયાં છે. ધર્મ તો સંસ્કૃતિનો પાયો છે. એનું સંરક્ષણ ન કરે, એને પુષ્ટ ન કરે તો રાજ્યલક્ષ્મી નિરર્થક છે – કલુષિત છે. એ સત્તા નિર્માલ્ય કહેવાય, એનું અસ્તિત્વ સહી શકાય જ નહિ ! હું પાટણને કપાળે એ કલંક નહિ જોઉં !" હેમચન્દ્રાચાર્ય તો પાટણપતિના વાક્પ્રવાહમાં મગ્ન જ થઈ ગયા.

*

ઉત્તર ગૂજરાતમાં વસતી એક જંગલી જાતિનો, આ બર્બરક, એક અતિ બળવાન સરદાર હતો. એનો દેહ રાક્ષસી કદનો હતો અને એનું બળ પણ એવું ગજબ હતું કે લોકો તો તેને રાક્ષસ – દૈત્યજ કહેતા. એની કેટલીક અમાનુષી શક્તિઓથી તે લોકોના આ ભયને વધુ તીવ્ર કરતો. પોતાના અનુયાયીઓની સેના સાથે તે શ્રીસ્થલને હમણાં હમણાં રંજાડી રહ્યો હતો. કુમારિકા સરસ્વતી નદીને તીરે વસેલું શ્રીસ્થલ હિન્દુઓનું પવિત્ર સ્થાન હતું. આજેય આપણે સિદ્ધપુરને હિન્દુઓનું મહત્ત્વનું તીર્થ ગણીએ છિયે ને ? બારમી સદીનું ધર્મરંગ્યું ગૂજરાત શ્રીસ્થલને આવા જ માનભાવે નિરખતું. તેનાં ભવ્ય મંદિરો, વિશાળ ભુવનો, વિદ્યાર્થીઓથી જીવન્ત રહેતી સત્રશાળાઓ, પ્રવૃત્તિશીલ હાટો, સંસ્કારસોહામણાં

બ્રાહ્મણ સ્ત્રી-પુરુષો, ઉત્તર ગૂજરાતનાં ગૌરવ જેવાં હતાં. બર્બરકનો ડોળો હજી તો બેત્રણ દિવસોથી જ શ્રીસ્થલ પર મંડાયો હતો, ત્યાં તો શ્રીસ્થલની સુરત જ પલટાઇ રહી. શ્રીસ્થલની શાન્તિ સમૃદ્ધિ મૂળથી હચમચી ઊઠી.

બર્બરકને જાણ થઈ કે પાટણપતિ ગુર્જરનરેશ શ્રીજયસિંહદેવ સોલંકી સરસ્વતીના તટે મહાસૈન્ય લઈ તેનું નિકંદન કાઢવાનો નિશ્ચય કરી આવ્યા છે. એણે પોતાનું મોટું ભીલ સૈન્ય તૈયાર કર્યું અને ભાલા – તીરકામઠાં અને રાક્ષસી આકારની તલવારો અને બીજાં અદીઠ શસ્ત્રો લઈ એણેય ઝંઝાનિલની જેમ સરસ્વતીને કાંઠે પ્રવેશ કર્યો.

શ્રીસ્થલ તો શું, આખું ગૂજરાત અધીર થાય તેવું એ યુદ્ધ ખેલાણું. જીવની પરવા કર્યા વગર પટ્ટણી સૈનિકો બર્બરકની જંગલી ફોજ સામે ઝૂઝતા પણ એ રાક્ષસી ભીલ નાયકે અત્યારે પોતાનું બધું કૌવત મૂકી દીધું હતું આ સમરાંગણમાં. સામાન્ય શસ્ત્રો ધારી ફાવટ ન આપી શક્યાં એટલે એણે હાથીઓનાં ટોળાં, પાટણના સૈન્યનો કચ્ચરઘાણ વાળવા, છોડી મૂક્યાં; મોટાં મોટાં વૃક્ષો ઉખેડી લાવી એણે તેમને વિહ્‌લ કરવા કમર કસી; મોટી મોટી શિલાઓ વરસાવવાનું ય એણે શરૂ કર્યું; અને કાન ફોડી નાખે તેવા અતિ કર્કશ ઉત્કોશોથી એણે કેટલા ય લડવૈયાઓનાં કાળજાંને કમ્પાવી મૂક્યાં. પાટણનું લશ્કર પાછું હઠતું ને બર્બરકનો ઉન્માદ માઝા મૂકતો જતો.

શૌર્યઘેલા જયસિંહદેવ મહારાજથી આ સહ્યું જાય તેમ ન હતું. એમણે પોતાનો રથ આગળ કરી બર્બરકની આગળ આવતી રાક્ષસી સેનાને સતત શરવર્ષાથી આકુલવ્યાકુલ કરવા માંડી. ભીલસેનાનાં ધસતાં માનવમોજાં અટકીને પાછાં ફરવા માંડ્યા. વીર પ્રતિહાર જગદેવજીનું રણઘેલું હૃદય આ જોઈ ઉછળી રહ્યું. એમનો ઘોષ ગાજી ઊઠ્યો, "મહારાજાધિરાજનો જય!" પ્રોત્સાહિત થતા પટ્ટણી યોદ્ધાઓને શૂર ચડાવતી એમની વાણી વહી રહી, "શાબાશ, પટ્ટણીઓ! પાટણનું નામ રાખજો! પાટણનો ધણી આજે માથું મૂકીને મેદાને ચડચો છે – જુઓ તો ખરા, એમનું શૌર્ય! પાછા ફરશો તો પાટણ તમને ફીટકારશે! આગળ વધો, પટ્ટણીઓ! સ્વર્ગનાં દેવદેવીઓ પણ આજે તો તમારું ખમીર જોવા ઉત્સુક થયાં છે! જય સોમનાથ –!" પટ્ટણીઓનો બુલંદ નાદ વાતાવરણને ધ્રુજાવી રહ્યો, "જય સોમનાથ –!"

ૐ

અને એ ભીષણ યુદ્ધનો અંત, પટ્ટણીઓની વીરતાએ અને મહારાજ જયસિંહદેવની અપ્રતિમ સાહસિકતા અને નિર્ભયતાએ, વહેલો આણ્યો. પાટણપતિને કીર્તિએ બીજી વિજયમાળ પહેરાવી. બર્બરક કેદ થયો. તેની રાક્ષસી કાયાને ખડ્ગ વડે ખતમ કરતા જયસિંહદેવ મહારાજના ચરણોમાં બર્બરકની અર્ધાંગના પિંગ-

લિકા ન પડી હોત તો એ ભયંકર ભીલ સરદાર આ દુનિયાને છોડી તત્ક્ષણ અન્ય લોક તરફ ઊપડી ગયો હોત!

એ જ સાંજે શ્રીસ્થલે મહાન આનંદપર્વની ઉજવણી કરી. અનેક બ્રાહ્મણો, ઋષિજનો, વિદ્યાર્થીઓ, ધનિક, રંક, અધિકારીવર્ગ, અને અન્ય અસંખ્ય માનવીઓએ પાટણપતિને અનેકાનેક આશિષોથી ઢાંકી દીધા. સ્ત્રીઓએ પોતાના શૂરવીર યુવાન રાજાનાં અંતરથી ઓવારણાં લીધાં. સહુ કોઈ એક જ જયનાદમાં લીન થઈ ગયું, "જયસિંહદેવ સોલંકીનો જય હો!" અરે! શ્રીસ્થલનાં મંદિરોની ઘંટાવલિએ પણ એમાં સાદ પૂર્યો, "જય!", "જય!", "જય!"



# ૬

ગૂજરાત આખું હવે તો પાટણ નરેશ શ્રી જયસિંહદેવ સોલંકીના પ્રભાવની સ્તુતિ કરી ગૌરવ અનુભવી રહ્યું હતું. કવિજનોએ એમને 'સિદ્ધ ચક્રવર્તી'ના સંબોધનથી અભિનંદ્યા, ભાટજનોએ 'બર્બરક જિષ્ણુ'ની બિરદાવલિઓ રચી પ્રજામાં તેનો પ્રચાર કર્યો અને પ્રજાએ તો તેમનું પ્રિય નામ શોધી ય કાઢ્યું 'સિદ્ધરાજ જયસિંહ'–જે આજે ગૂજરાતનું બાળક પણ જાણે છે.

બળવાન બર્બરક હવે તો સિદ્ધરાજ જયસિંહનો નમ્ર ભક્ત અને વફાદાર સેવક બન્યો હતો. લોકો દૃઢપણે માનતા કે સિદ્ધરાજે એ અસુરને મંત્રવડે વશ કર્યો હતો! ગામડિયાઓ તો શ્રદ્ધાસહ વાતો કરતા હતા કે કાળી રાતે સ્મશાનોમાં ને સરસ્વતીને કાંઠે જઈને સિદ્ધરાજે ભૂતો, પિશાચો અને યોગિનીગણને પરાજિત કર્યાં હતાં, અને તેમની અલૌકિક શક્તિઓ મેળવી લીધી હતી! ધીમે ધીમે લોકોમાં બર્બરક 'બાબરા ભૂત' તરીકે ઓળખાવો શરૂ થયો. ગૂજરાતની બહારના ભાગોમાં પણ એ વાતમાં હવે સહુ વિશ્વાસ મૂકી રહ્યું હતું કે સિદ્ધરાજ જયસિંહ બાબરા ભૂત પાસે ધાર્યું કાર્ય કરાવી શકતા હતા.

*

આ સમય દરમિયાન – વિ. સં. ૧૧૮૧ માં મળેલી મહારાજ જયસિંહ સિદ્ધરાજની એક રાજસભા ચિરંજીવી બની ગઈ. જૈનાચાર્ય શ્રી હેમચન્દ્રની પ્રતિભા અને વિદ્વત્તાથી આકર્ષાયા પછીથી સોલંકી નરેશની જ્ઞાનપિપાસા વધુ ને વધુ ઉજ્જવલ થતી જતી હતી.

વિ. સં. ૧૧૮૧ ની એ યાદગાર રાજસભામાં પાટણે દેવસૂરિ-કુમુદચન્દ્રની રસિક ગહન ધર્મ-મીમાંસા – ચર્ચા સાંભળી. દેવસૂરિ પાટણના એક વિદ્વાન શ્વેતામ્બરી, સાધુ તરીકે વિખ્યાત હતા. તેમને વિવાદમાં પરાજય આપવા આવ્યા હતા. કુમુદચન્દ્ર નામક દિગમ્બરી જૈન જ્ઞાની સાધુજન. સિદ્ધરાજ જયસિંહના વડવાના કુમુદ-ચન્દ્ર ગુરુ હતા. દેશપરદેશમાં અનેક ધર્મશાસ્ત્રવિશારદોને વિવાદમાં પરાજિત કરીને તેઓ સગર્વ અણહિલપુર પાટણને આંગણે આવ્યા હતા. આ પંડિતવર્યનું કહેવું હતું કે વસ્ત્રો ધારે તેમને તથા સ્ત્રીઓને કદિ મોક્ષની પ્રાપ્તિ થઈ શકે જ નહિ! સામે પક્ષે શ્વેતામ્બરી વિદ્વાન્ દેવસૂરિજીનું મંતવ્ય હતું કે સત્ત્વ ધારે તે સર્વને મોક્ષની પ્રાપ્તિ થઈ શકે છે; શ્વેતામ્બરી કે સ્ત્રી માટે આ કારણે જ મોક્ષ અસંભવિત નથી!

પાટણનરેશ સ્વયં આ સભાના પ્રમુખ થયા. અન્તમાં બહુજનમાન્ય દેવસૂરિજીના વાદનો વિજય પણ એમણે જ

જાહેર કર્યો. શ્વેતામ્બરીઓનો એ મહાન વિજય હતો. ગૂજરાતમાં જૈનધર્મનું તત્કાલીન ગૌરવ વિચારીશું તો એ ધર્મના બે મહાન વાદો – પ્રવાહોના આ મન્થનની મહત્તા પણ આપણે સમજી શકીશું.

ઞ

સિદ્ધરાજ જયસિંહના જીવનના આ તેજસ્વી મધ્યાહ્નકાલને હરખાતી આંખે જોતાં મહાન સોલંકી વંશની મહાન નારી મીનળદેવી હવે વૃદ્ધત્વને કાંઠે હતાં. કર્ણદેવ સોલંકીની એ પ્રિયતમાએ પતિના મૃત્યુ પછી રાજમાતાના પદને વિભૂષિત કર્યું હતું. જયસિંહદેવના જીવનમાં એણે જ મહત્તાનાં બીજ – સ્વપ્નાં નાખ્યાં અને ઉછેર્યાં, એમના બાલ્યને એણે જ સંગીન વ્યવસ્થિત બનાવ્યુ, રાજતંત્રની ધુરા પણ તે સમયે કર્તવ્ય માની ઊપાડી, ધંધુકાનું મલાવ તળાવ અને વીરમગામનું મીનલસર વગેરે બંધાવી એવાં જ લોકહિતનાં કાર્યો કરવામાં એણે આયુષ્યનું સાફલ્ય. જોયુ ન્યાયપ્રિયતા અને ઉદારતાના એના ગુણોની તો ખ્યાતિ ગૂજરાતભરમાં પ્રસરી ગઈ. એ મીનળદેવીના હૃદય પર હવે રાજદ્વારી સિદ્ધિઓના મહત્ત્વાકાંક્ષી રંગ નહિ પણ ભક્તિ અને વૈરાગ્યના રંગ ચડતા જતા હતા.

જયસિંહદેવ મહારાજનું ચિત્ત પણ રાજમાતા મીનળના દર્શને – સ્મરણે ગર્વથી સભર થતું. માની એક પણ આશા એમણે અફલિત રાખી ન હતી. તેથી જ ભક્તિ

તરફ ઢળતી માની ઇચ્છાને મૂર્ત કરવા વિ. સં. ૧૧૮૫માં મા મીનળ ઉપરાંત કાશ્મીરા* અને પોતાની ત્રણે રાણીઓ× પુત્રી કાંચનદેવી વગેરેને સાથે રાખી ભગવાન્ સોમનાથની દર્શનયાત્રા આદરી.

ગૂજરાતના રાજાધિરાજના એ યાત્રાસંઘની વિશાળતા વિવિધતા અને વૈભવપૂર્ણતાનું વર્ણન કરવું વ્યર્થ છે. એ તો સહુ કોઈ કલ્પી શકે તેવું ચિત્ર છે. એ સંઘને જ્યારે ગિરનારની તળેટીમાં આવેલા વાહુલોદ (બાહુલોદ+)ની ભાગોળે જાણ થઈ કે પોતાની આગળ જતી મંડળીને માતા મીનળદેવી પાછી ગૂજરાત તરફ લઈ જવા તૈયાર થયાં છે ત્યારે એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ! બાહુલોદમાં રાજમાતા મીનળે જોયુ કે જયસિંહદેવ મહારાજ તરફથી સોમેશ્વરના દર્શને જનાર જનો પાસેથી કર લેતા અધિકારી પંચકુલના ત્રાસથી કંટાળી જઇને કેટલાક નિર્ધન, નિરાધાર શિવભક્તો – બ્રાહ્મણો એમને એમ – દર્શન પામ્યા વગર આંખે આંસુ ભરી પાછા જઈ રહ્યા હતા. મા મીનળનું હૈયું રડી ઊઠ્યું. સોમનાથ પ્રભુનાં દર્શન કર્યા વિના જ પાછાં

---

* ત્રિભુવનપાલ મંડળેશ્વરના અર્ધાંગના.

× ફુન્ની, અવન્તી અને ડુરૂ,—એ નામની રાણીઓ.

+ શુક્લતીર્થ પાસે આવેલું ભાલોદ નહિ પણ શ્રી જિનવિજયજી સૂચવે છે તેમ ગિરનારની તળેટીમાનું વાહુલોદ અથવા બાહુલોદ. ગૂજરાત કાઠિયાવાડની સરહદનું ભોલાદ પણ જુદું છે.

પાટણને પાદર પહોંચી જઈ, અન્ન – જલ ન લેવાનો એમણે નિર્ણય કર્યો.

થોડીવારમાં તો હેમચન્દ્રસૂરિ આ વાત જયસિંહદેવ મહારાજને સંભળાવી ચૂકયા. પાટણ-નરેશના વત્સલ હૃદયને આ વાતે આઘાત ઉપજાવ્યો. એમણે માતા મીનળ સમક્ષ દોડી જઇને પાછું પ્રયાણ ન કરવા વિનંતી કરી, “મા, મા, પાછાં ન ફરો! તમારુ દિલ દૂભાતું હોય ત્યાં મારે જગત પણ જોઈતું નથી! લો, આ પંચકુલની બોંતેર લાખની સનદ પત્રિકા તમારી સમક્ષ જ નષ્ટ કરું છું! મને આ વેરો ન ખપે! મા, મા, મને ક્ષમા કરો! સોમનાથ પાટણ, ગિરનાર અને શત્રુંજયની ધરતી તમારે પગલે પાવન કરો, મા!” મીનળદેવીનાં હર્ષાશ્રુએ યુવાન રાજવી જયસિંહદેવનું શીર્ષ ભીનું થઇ રહ્યું.

અને જ્યારે જયસિંહદેવ મહારાજ તથા રાજમાતા પોતાની સોમનાથ – ગિરનાર અને શત્રુંજયની એ મહાયાત્રા સમાપ્ત કરીને પાટણની જનતાનો ઉમળકાભર્યો આવકાર પામતાં પાછાં પાટણને આંગણે પધાર્યાં ત્યારે તો સંઘના યાત્રાળુઓએ પટ્ટણી પ્રજાને, અનેક રસભરી અનુભવ – વાતોથી, ગાંડીજ કરી દીધી.

બાહુલોદના વેરાની વાત તો પાટણ કયારનીય પહોંચી ગઈ હતી, પણ બીજી તો કેટલી ય વણસાંભળી જ હતી. કોઈકે સોમનાથ મહાદેવના મંદિરમાં સિદ્ધરાજ મહારાજે

કરેલી રાજવૈભવપૂર્ણ પૂજાનું વર્ણન કર્યું, કોઇકે મહારાજે કરેલાં સુવર્ણ – ગજ – ગ્રામાદિનાં દાનોની ભર - ભર પ્રશંસાઓ-જ કર્યા કરી, કોઈ ભાવનાશીલ જુવાને સિદ્ધરાજને થઈ આવેલી મહમદ ગઝનીની વિનાશક ચઢાઈની યાદ વિષે વર્ણન કર્યું, કોઇકે સોમનાથ ભગવાને સિદ્ધરાજને દર્શન દઈ, તેને પુત્ર પ્રાપ્તિ તો નહિ થાય પરન્તુ અપૂર્વ યશસિદ્ધિ તેના લલાટે આલેખાઈ ચૂકી છે, – એવો આપેલો વર પટ્ટણીઓના કૂતુહલભર્યા ડાયરા વચ્ચે સંભળાવ્યો; કોઈ યાત્રાળુએ નેમિનાથજીના મંદિરનો સજ્જન મહેતાએ કરેલો સમુદ્ધાર જોઇ પ્રસન્ન થએલા મહારાજે પોતાના એ દંડાધીશે એમાં અર્ચેલ ત્રણ વર્ષની સોરઠની ઉપજ પણ નિ:સ કોચ જતી કરી હતી તેની અહોભાવે વાત કરી; કોઇકે ગિરનાર પર પાટણના સ્વામીને મળેલા વિભીષણની વાત મસાલો ભરી ભરીને કરી, તો કોઈ જિજ્ઞાસુ વિદ્યાર્થીને એક બ્રાહ્મણ પંડિતે તો વળી સોમનાથ મહાદેવના લિંગ સમીપ ઊભા રહી મહારાજ જયસિંહદેવ સોલંકીને આચાર્ય હેમચન્દ્રે કહેલો સુંદર શ્લોક ગાઈ બતાવ્યો :

भव बीजाङ्कुरजनना रागाधाः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णु वा हरो जिनो वा नमस्तस्मै ॥*

* ( " સંસારની પરમ્પરાને વધારનાર જેમના રાગ વગેરે દોષો ક્ષીણ થઈ ગયા છે એવા બ્રહ્મા હો, વિષ્ણુ હો, મહાદેવ હો, કે જિન હો, — ગમે તે હો, તેમને મારા નમસ્કાર થાઓ ! " — અનુ. પં. બેચરદાસ )

૭

જ્યારે ગૂર્જર પ્રજામાં સિદ્ધરાજ જયસિંહની સોરઠ યાત્રાનાં આવાં રસિક વર્ણનો કરવામાં અને સાંભળવામાં આબાલવૃદ્ધ તલ્લીન થઈ ગયાં હતાં ત્યારે સિદ્ધરાજ મહારાજના ચિત્તમાં અશાન્તિ, રોષ તથા ઉન્ન સિવાય બીજું કશું ન હતું. એમને અણહિલપુરે આપેલો ભાવભીનો આવકાર પણ સુંવાળો ન લાગ્યો કારણ મુંજાલ મહેતાના દૂતે તેમને વઢવાણ આગળ જ નીચે મુખે સંદેશો આપ્યો હતો કે માળવાના રાજવી નરવર્માએ એમની ગેરહાજરીમાં ગૂજરાતની સરહદોને પજવી પજવીને પાટણ પર પણ પોતાની દૃષ્ટિ નાખી હતી. એમને વધુ ગ્લાનિ તો એ જાણીને થઈ કે માળવાના એ બળ સામે સામનો કરવાનું મૂકી પાટણના મુત્સદ્દીઓએ નરવર્માને દંડ આપી દેવામાં ડહાપણ જોયું હતું – અરે, નરવર્માને પાછા ફરવાના કાલાવાલા કરવામાં શાણપણ માન્યું હતું !

એમણે પાટણ પહોંચી સત્વર મંત્રીમંડળને બોલાવી તેની ધૂળ કાઢી નાખી ! મુંજાલ મહેતાને તો. ન કહેવાનું ય કીધું અને વીર જગદેવ તથા ત્રિભુવનપાલના જમાઈ કૃષ્ણ-

દેવને પણ શરમીંદા કરતા કટાક્ષો એમણે એ સભામાં બળતા હૃદયે કર્યા. એમનું અભિમાન એમનું ગૌરવ ખંડિત થયું હતું, પાટણની કીર્તિ પર બટ્ટો લાગ્યો હતો. એમના થોડા જ શબ્દોમાં પાટણને ઊભું કરી દેવાનું કૌવત હતું, "મંત્રીરાજો, સંજોગો જોઈ પાટણને બચાવવા માટે તમે ન લડ્યા! સૈન્યનો મોટો ભાગ મારી સાથે સોરઠમાં હતો એ ખરું પણ શું પાટણના બાકી રહેલા યોદ્ધાઓમાં એટલું બળ પણ નહોતું કે એ નરવર્માનો પડકાર ઝીલી લે? દુનિયા આખી આજે તો જાણે છે કે પાટણ ને માળવા વચ્ચે જુગજુગનું વેર છે! એ જ માલવપતિ મુંજ સાથે મૂળરાજદેવ સોલંકીએ સામી છાતીએ લડીને સોલંકી રાજ્યનો પાયો દૃઢ કર્યો; અરે! ભોજ જેવા રાજાને ય ભીમદેવ મહારાજે હંફાવી દીધો હતો. શું જયસિંહદેવના પાટણમાંથી એટલી પણ શક્તિ પરવારી ગઈ છે? મુત્સદ્દીઓ, શાણપણ એવું શા કામનું કે જેમાં મરણનો ડર હોય? દંડ આપીને નરવર્માને પાછો વાળ્યો તે કરતાં તો પટ્ટણીઓનાં મુડદાંઓ માર્ગમાં પાથરી દીધાં હોત તો સોલંકી વંશને નીચું જોણું ન ભોગવવું પડત! પાટણના નામનો ડંકો બલિદાન વિના નહિ વાગે! ગૂર્જર મહારાજ્યને સર્જવું હોય તો પાટણે એના પાયામાં પૂરાઈ જવું ય પડશે! એમ કરતાં પાટણને નહિ આવડે તો ઇતિહાસનો લખનારો આપણી મોટી મોટી વાતોની હાંસી જ ઉડાવશે એ ન ભૂલશો!"

—બસ! જયસિંહદેવ મહારાજના હૃદયમાંથી સોંસરી વહેલી એ વાણીએ પટ્ટણી મુત્સદ્દી વર્ગ અને યોદ્ધાઓને હલાવી મૂક્યા. પાટણમાં પ્રવૃત્તિઓની ધમાધમ મચી રહી. –સેનાનાયકો રાતદિન પટ્ટણી ફોજને તાલીમ આપી રહ્યા, સોરઠ – ખંભાત – આબુ – કર્ણાવતી વગેરે સ્થળોના અનેક ખડતલ વીર જુવાનો સેનામાં ઉમેરાવા માંડયા, બર્બરકે પણ પોતાની ભીલસેનાની તૈયારીઓ વધારી દીધી, નડૂલના ચોહાણ સામંત આશરાજ અને કિરાડૂનો પરમાર ઉદયરાજ ઉપરાંત અનેક સામંતો પોતપોતાનાં સૈન્યો લઇને પાટણને આંગણે ઊતરી પડયા, ઉદા મહેતાના પુત્રો ખંભાતી લશ્કર સાથે અને સજ્જન મહેતાનો શૂરો સપૂત પરશુરામ લોખંડી સોરઠીઓની સરદારી લઈ પાટણના ઉત્સાહને બઢાવવા આવી પૂગ્યા, ત્રિભુવનપાલ મંડલેશ્વરે વચને કારણે પાટણની જવાબદારી વહી,–આમ પાટણમાં માળવાના આગામી યુદ્ધ વિનાની બીજી વાતોમાં કોઇને રસ ન રહ્યો. પાટણ પાછું ચંચળ થયું.

માળવાને ખૂણે ખૂણે પણ આ વખતે ખળભળાટ મચાવી મૂક્યો. નરવર્મા અને તેના ભાઈ યશોવર્માએ પણ એવાં જ બળ અને ઉત્સાહથી માળવી ફોજને, પાટણનું સન્માન કરવા, તૈયાર કરી દીધી!

*

વિ. સં. ૧૧૮૭નો પૂર્વાર્ધ પણ હજી પૂરો થયો ન હતો, ત્યાં તો મહારાજાધિરાજ જયસિંહદેવ સોલંકીનું મહા સૈન્ય રોજના આઠઆઠ ગાઉની મજલ કાપતું ગૂજરાત અને માળવા વચ્ચેના માર્ગે આગળ વધી રહ્યું હતું. વચ્ચે વચ્ચે જે રાજાઓ ગૂર્જર રાજવીના ઝંડા નીચે હજી લગી નહોતા આવ્યા તે સર્વનો પરાભવ કરતું કરતું એ ઘણી ઘણી સામગ્રીઓથી સજ્જ પટ્ટણી સૈન્ય અથાક આગેકૂચ કરતું હતું.

પરંતુ સિદ્ધરાજ મહારાજની એ વિશાળ સેનાની કૂચ પણ નિર્વિઘ્ન તો શેની જ હોય ? માળવાની સીમા સમીપે જ દધિપદ્રના પ્રદેશમાં* વસતાં ભીલલોકોના ટોળાંઓની મદદ લઈને ત્યાંના રાજવીએ લાંબા કાળ લગી ગૂર્જર સૈન્યની સામે ઝપાઝપી ચાલુ રાખી. આજુબાજુનાં જંગલોમાં લપાઈ લપાઈને આ ભીલોએ પટ્ટણી સીપાઈઓમાં ખળભળાટ મચાવી મૂક્યો. આશરાજ, ઉદયરાજ, મહાદેવ, મુંજાલ વગેરેને તો એક મોટા સૈન્ય સાથે જયસિંહદેવ મહારાજે આગળ રવાના કરી જ દીધેલા, પણ આ દધિપદ્ર મંડળના તોફાની ભાગને તાબે કર્યા વગર માળવાની સરહદે પગલું ન મૂકવાનો એમણે નિર્ધાર કર્યો. વીર સેનાની કેશવ અને ભીલ સરદાર બર્બરકની મદદથી પછી તો એમણે થોડાક જ

* દધિપદ્ર એટલે દાહોદ. આ પ્રદેશને હાલ પંચમહાલ કહે છે.

મહીનાઓમાં એ નિરંકુશ પ્રદેશને પોતાના પ્રભાવથી વશ કર્યો. ત્યાંના રાજાની વીનવણીઓને લીધે એને ત્યાંનો સામંત બનાવીને માલવયુદ્ધ વેળા પાછળથી અહીંનો પ્રદેશ કપટ ન કરે માટે સોલંકી રાજવીએ સેનાપતિ કેશવને ત્યાં જ દંડાધિપતિ બનાવ્યા. વિજયની એક વધુ કલગી મુકુટમાં રોપી સિદ્ધરાજનું સૈન્ય માળવા તરફ ઊપડયું.

માળવા તથા ગૂજરાત લગોલગ જ વસ્યાં હોઈ જેમ એકબીજાની અસરથી મુક્ત રહી શકતાં નથી તેવી જ રીતે વર્ષોનાં વર્ષોથી ચાલતી આવતી પરસ્પરની રાજકીય બૌદ્ધિક તથા સાંસ્કારિક સ્પર્ધાથી પણ વેગળાં થવાનું તેમને માટે શક્ય બનતું નથી. મૂળરાજ સોલંકી અને માલવરાજ મુંજના કાળથી જ ગૂજરાતનું પાટનગર અણહિલપુર અને માલવનગરી ઉજ્જયિની વચ્ચે ચડસાચડસી તો હયાતી ભોગવતી જ હતી! પરંતુ એ રાજકીય હરીફાઈની સાથે સાથે સાંસ્કારિક ને બૌધિક સ્પર્ધાની અતિશયતા પણ તે બંને દેશો વચ્ચે સતત રહ્યા કરતી એ વાત જાણીતી હતી. બંને દેશોમાં ધાન્ય ધનની સમૃદ્ધિ હતી તેથી આ સ્પર્ધા શોખને પોષણ મળતું હતું. માળવામાં આવતા પ્રવાસીઓ, ધુરંધર પ[illegible]નાઓ, અને કવિઓ તેમ યોદ્ધાઓ ગૂજરાતના પાટનગ[illegible] વીસરતા નહિ. તેવી જ રીતે, અણહિલવાડને જોના[illegible] જયિ-નીને જોયા સિવાય અધૂરું જ મનાતું. [illegible] કવિરાજ

પંડિતો અને ધર્માચાર્યોની દૃષ્ટિ, પરસ્પરથી આગળ જઈ પોતપોતાના રાજવીની કીર્તિ વધારવાની જ રહેતી. આજે પણ એની એ જ સ્થિતિ હતી. માળવાની હદમાં પ્રવેશતા જયસિંહદેવ સોલંકીને પરાપૂર્વથી ચાલતી આવેલી આ પાટણ–માળવાની હરીફાઈ યાદ આવ્યા વગર કેમ રહે ?

માળવી યોદ્ધાઓ પણ શૂરવીરતામાં પટ્ટણી લડવૈયાઓથી કોઈ પ્રકારે ઓછા ઊતરે તેવા ન હતા. પરમાર રાજા નરવર્મા-ની તૈયારી ને તાલીમ સાધારણ ન હતી. ઉજ્જયિનીનો કોટ પણ એવો જ ઊંચો ને અડગ હતો. એને જોઈ, એના પર પોતાનો ધ્વજ ખોડવાની આશા તો ભલભલા નૃપતિઓ પણ છોડી દેતા. આજે એ જ ઉજ્જયિનીએ ગૂર્જર મહારાજાધિ-રાજને હંફાવવા બધી જ તૈયારીઓ પૂર્ણ કરી હતી. માલવદેશ અને સૌરાષ્ટ્ર જુદાં છે એવું સમજાવી દેવાની જાણે માળવાએ ગાંઠ બાંધી લીધી હોય એમ જણાતું હતું.

*

સિપ્રા સરિતાને તીરે પડાવ નાખી પડેલી પટ્ટણી સેનાએ જયસિંહદેવ મહારાજના આગમન પછીથી બર્બરકના માણસોએ બાંધી આપેલા સેતુ પર થઈને ઉજ્જયિનીના દુર્ગને ઘેરી લીધો. વીર માલવી સૈનિકો કોટ પર ચઢી ચઢીને લડતા હતા અને પટ્ટણીઓ પણ તેમના એ પ્રહારો ચૂકવીને દુર્ગના દરવાજાઓ તરફ જ

મહીનાઓમાં એ નિરંકુશ પ્રદેશને પોતાના પ્રભાવથી વશ કર્યો. ત્યાંના રાજાની વીનવણીઓને લીધે એને ત્યાંનો સામંત બનાવીને માલવયુદ્ધ વેળા પાછળથી અહીંનો પ્રદેશ કપટ ન કરે માટે સોલંકી રાજવીએ સેનાપતિ કેશવને ત્યાં જ દંડાધિપતિ બનાવ્યા. વિજયની એક વધુ કલગી મુકુટમાં રોપી સિદ્ધરાજનું સૈન્ય માળવા તરફ ઊપડયું.

માળવા તથા ગૂજરાત લગોલગ જ વસ્યાં હોઈ જેમ એકબીજાની અસરથી મુક્ત રહી શકતાં નથી તેવી જ રીતે વર્ષોનાં વર્ષોથી ચાલતી આવતી પરસ્પરની રાજકીય બૌદ્ધિક તથા સાંસ્કારિક સ્પર્ધાથી પણ વેગળાં થવાનું તેમને માટે શક્ય બનતું નથી. મૂળરાજ સોલંકી અને માલવરાજ મુંજના કાળથી જ ગૂજરાતનું પાટનગર અણહિલપુર અને માલવનગરી ઉજ્જયિની વચ્ચે ચડસાચડસી તો હયાતી ભોગવતી જ હતી! પરંતુ એ રાજકીય હરીફાઈની સાથે સાથે સાંસ્કારિક ને બૌધિક સ્પર્ધાની અતિશયતા પણ તે બંને દેશો વચ્ચે સતત રહ્યા કરતી એ વાત જાણીતી હતી. બંને દેશોમાં ધાન્ય ધનની સમૃદ્ધિ હતી તેથી આ સ્પર્ધા શોખને પોષણ મળતું હતું. માળવામાં આવતા પ્રવાસીઓ, ધુરંધર ધર્મવેત્તાઓ, અને કવિઓ તેમ યોદ્ધાઓ ગૂજરાતના પાટનગરને જોવું ય વીસરતા નહિ. તેવી જ રીતે, અણહિલવાડને જોનારનું દર્શન ઉજ્જયિનીને જોયા સિવાય અધૂરું જ મનાતું. બંને દેશોમાં કવિરાજો

પંડિતો અને ધર્માચાર્યોની દૃષ્ટિ, પરસ્પરથી આગળ જઈ પોતપોતાના રાજવીની કીર્તિ વધારવાની જ રહેતી. આજે પણ એની એ જ સ્થિતિ હતી. માળવાની હદમાં પ્રવેશતા જયસિંહદેવ, સોલંકીને પરાપૂર્વથી ચાલતી આવેલી આ પાટણ–માળવાની હરીફાઈ યાદ આવ્યા વગર કેમ રહે ?

માળવી યોદ્ધાઓ પણ શૂરવીરતામાં પટ્ટણી લડવૈયાઓથી કોઈ પ્રકારે ઓછા ઊતરે તેવા ન હતા. પરમાર રાજા નરવર્માની તૈયારી ને તાલીમ સાધારણ ન હતી. ઉજ્જયિનીનો કોટ પણ એવો જ ઊંચો ને અડગ હતો. એને જોઈ, એના પર પોતાનો ધ્વજ ખોડવાની આશા તો ભલભલા નૃપતિઓ પણ છોડી દેતા. આજે એ જ ઉજ્જયિનીએ ગૂર્જર મહારાજાધિરાજને હંફાવવા બધી જ તૈયારીઓ પૂર્ણ કરી હતી. માલવદેશ અને સૌરાષ્ટ્ર જુદાં છે એવું સમજાવી દેવાની જાણે માળવાએ ગાંઠ બાંધી લીધી હોય એમ જણાતું હતું.

*

સિપ્રા સરિતાને તીરે પડાવ નાખી પડેલી પટ્ટણી સેનાએ જયસિંહદેવ મહારાજના આગમન પછીથી બર્બરકના માણસોએ બાંધી આપેલા સેતુ પર થઈને ઉજ્જયિનીના દુર્ગને ઘેરી લીધો. વીર માલવી સૈનિકો કોટ પર ચઢી ચઢીને લડતા હતા અને પટ્ટણીઓ પણ તેમના એ પ્રહારો ચૂકવીને દુર્ગના દરવાજાઓ તરફ જ

ધસારાઓ કર્યે જતા હતા. વચ્ચે દિવસો સુધી આક્રમણો અટકી જતાં, તો વચ્ચે વચ્ચે દિવસો જતા તોપણ સંગ્રામની ભીષણતા ઓછી થતી ન હતી.

એ ઘોર યુદ્ધને બે વર્ષો પૂરાં થઈ ગયાં હતાં તોપણ હજી પરિણામ તો અદૃશ્ય જ હતું. ત્યાં જ રણાંગણના વાતાવરણમાં હાહાકાર ફેલાવતી ખબર મળી કે માલવસ્વામી પરમાર મહારાજા નરવર્માના દેહનો અણધાર્યો લય થતાં ઉજ્જયિનીના સિંહાસને, એમના નાના ભાઈ પરાક્રમી યુવાન યશોવર્મા પરમાર, બિરાજતા હતા. આ સમાચારની ચમક ઝાઝી ન રહી. પાછું ઘોર યુદ્ધ મંડાઈ ગયું. સામસામે લડી રહેલ ઉભય પક્ષોએ અનેક માનવજીવન ખોયાં હતાં, અનેક અશ્વો – હસ્તીઓ – રથાદિ પણ ગુમાવ્યાં હતાં અને શસ્ત્રાદિ પણ ઓછાં નષ્ટ થયાં ન હતાં; છતાં જુદ્ધનું વિકરાળ જડબું હજી કોઈ રીતે બંધ થઈ શકતું ન હતું. ધરતી પણ જાણે આટઆટલું રુધિરપાન કર્યા છતાં ધરાતી જ ન હતી!

પરંતુ પરમાર યશોવર્મા ઉજ્જયિનીની રાજગાદીએ બિરાજ્યા પછી* દોઢ – બે વર્ષમાં તો સહુ કોઈની આતુરતાનો અંત આણતો આખરી અંજામ આવી ગયો! ઉજ્જયિનીવાસીઓએ પોતાની સર્વ શકિતઓથી સજ્જ

* વિ સં. ૧૧૯૦માં રાજ્યારોહણ થયું હતું.

થઇને ગૂર્જર સેના સામે અદ્‌ભુત શૌર્ય દાખવી યુદ્ધ કર્યું છતાં કીર્તિએ આવીને વિજયતિલક તો શૂરવીર મહત્ત્વાકાંક્ષી નૃપતિ સિદ્ધરાજ સોલંકીને લલાટે જ અર્પ્યું! તે દિવસે પટ્ટણીઓએ આત્મભોગની પરાકાષ્ટા દર્શાવી દીધી – 'જય હો સિદ્ધરાજ જયસિંહનો!' અને 'ભગવાન્ સોમનાથનો જય'ની ઘોષણાઓથી આકાશનાં વાદળો પણ જાણે વેરાઈ જતાં હતાં, અને મુંજ – ભોજની એ યશોજ્જ્વલ ભૂમિની કટિએ ગૂર્જરગૌરવની મેખલા બીડાતી જતી હતી.

પણ માલવી મુત્સદ્દીઓએ 'તરનારા છો ડૂબે પણ તારનારો તો ન જ ડૂબે' એ વાત સમજી જઇને નરેશ યશોવર્માને ગુપ્ત માર્ગે માલવદેશની ધારાનગરીમાં લઈ જઇને ત્યાંથી સિદ્ધરાજની સેના સામે નવો જ મોરચો માંડયો. ધારાનો કોટ પણ એવો જ દુર્જય હતો ને માલવી સૈનિકોની મોટી સંખ્યા ત્યાં અડીખમ બેઠી જ હતી. તેથી, જયસિંહદેવ મહારાજે ઉજ્જયિનીને પોતાની કરીને ધારાને પણ બાથ ભીડવા તૈયારી કરી.

અને ત્યાંનો સંગ્રામ પણ થોડો સમય ચાલ્યો છતાં અતિ ઉગ્ર સ્વરુપમાં ભભૂકી ઊઠ્યો. માતૃભૂમિની સ્વતંત્રતા ખાતર માલવીઓએ બલિદાનનો ત્યાં મહાયજ્ઞ આરંભ્યો. વિજયી પાટણની ભુજામાં તો હવે વધુ શ્રદ્ધા ને વધુ શક્તિ આવી જ હતી. આખરે, ધારાનું પતન થયું! માલવધણી

શ્રી યશોવર્મા પરમારને પટ્ટણીઓએ કેદ કર્યા.

સિદ્ધચક્રવર્તી પરમભટ્ટારક શ્રીમત્ મહારાજા જયસિંહદેવ સોલંકીના પ્રતાપી છત્ર તળે માળવાનો પ્રદેશ તો સમાઈ જ ગયો પરંતુ સાથે સાથે ચિતોડનો દુર્ગ મેવાડ – ડુંગરપુર અને વાંસવાડાના પ્રદેશો પણ માલવપતિની મમતા છોડીને ગૂર્જર રાજાધિરાજની ઉજ્જ્વલ કીર્તિમાળનાં મૌક્તિકો બની ગયાં.

*

ઉજ્જયિનીથી એક પાટણના સાંઢણી સ્વારે પવનની પાંખે ચઢીને પાટણને એના મહારાજાધિરાજના માલવ – વિજયની વધામણી આપી. મહોબા*ના વિલાસપ્રિય તથા મહાસમૃદ્ધ નૃપતિ શ્રી મદનવર્માએ તે પછીથી છન્નુકોટિ સુવર્ણ મુદ્રાનો દંડ માલવવિજેતા શ્રી જયસિંહદેવ સોલંકીને ભરી દઇને એમની મૈત્રી યાચી હતી – એ આનંદદાયક સમાચાર તો અણહિલપુર પાટણે ત્યારે જ જાણ્યા કે જ્યારે વિજયશ્રીથી શોભતા મહારાજાધિરાજ શ્રીમત્ પરમભટ્ટારક જયસિંહદેવ સોલંકીની વૈભવપૂર્ણ સ્વારી પાટણમાં પ્રવેશી.

વિજેતા લોકલાડીલા સિદ્ધ ચક્રવર્તીના સન્માનમાં પાટણે શું બાકી રાખ્યું હશે ? નગર આખું શણગારીને અસંખ્ય

* બુંદેલખંડ.

પુરજનોએ પોતાના પ્રાણપ્રિય રાજાનાં પગલાંને આવકાર્યાં, માલવપ્રયાણ સમયથી બંધાવાનું શરુ થએલ સહસ્રલિંગ સરોવર સંપૂર્ણતા પામીને પોતાના ઘાટ પરનાં એકહજાર શિવાલયો તથા એકસો ને એક દેવીમંદિરો પર ઝળકતા સુવર્ણકલશોનાં સ્મિતથી 'અવન્તીનાથ'ને અભિનંદી રહ્યું, જ્ઞાનમાર્તંડ શ્રી હેમચન્દ્ર સૂરિએ તો પાટણપતિને પાટણને દ્વારે જ વધાવ્યા :

> भूमिं कामगवि स्वगोमयरसैरासिञ्च रत्नाकरा ।
> मुक्तास्वस्तिकमातनुध्वमुडुप त्वं पूर्णकुम्भीभव ॥
> धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणास्तोरणा-
> न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिपः ॥×

— છતાં મહારાજાધિરાજ જયસિંહદેવ સોલંકીનાં નયનોમાં બે આંસુઓ ચળકતાં હતાં. માલવમોરચે જ એમને રાજમાતા મીનળદેવીના સ્વર્ગ-

× "સિદ્ધરાજ મહારાજ પૃથ્વીને પોતાના હાથથી જીતીને આવે છે, માટે હે કામધેનુ ગાય!, તારા છાણ (ગોમય)ના રસથી આ ધરતીને સિંચી દે; હે રત્નાકર સાગરો! તમે મોતીના સાથિયા પૂરો; હે ચન્દ્ર! તુ તારો ઘડો અમૃતથી પુરેપૂરો ભરી દે; અને હે દિશાના હાથીઓ! તમે કલ્પવૃક્ષના પાંદડાને તમારી ઊંચી કરેલી સૂંઢ વડે ગ્રહણ કરી તેનાં તોરણો બાંધો." — અનુ. મો. ગિ. કાપડિયા.

ગમનના વૃત્તાન્ત ગળી ચૂકયા હતા. માતાનું મધુર મોં તેમને ક્ષણેક્ષણે યાદ આવતું. આજે એ હોત તો ? એમની આજુબાજુ બધું હતું – કુન્તી, કુરૂ અને અવન્તી સમી રાણીઓ, કાંચનદેવી જેવી સુકુમાર પુત્રી, મહાન મંત્રીઓ, વીર યોદ્ધાઓ, .... અરે ! મહાન ગૂર્જર સામ્રાજ્યનું છત્ર પણ તેમને સિદ્ધ હતું. – પણ, પણ, કયાં હતી પોતાની 'મા' ?

*

# ૮

વિ. સં. ૧૧૯૨–૯૩ નો આ અવન્તી વિજય પ્રાપ્ત કરીને ત્યાં દાદાક મંત્રીના વીર સેનાપતિ પુત્ર મહાદેવને દંડાધિપતિ બનાવીને શ્રીજયસિંહદેવ મહારાજે પોતાની પ્રિય જીવન ભાવનાને મહદંશે સફળ કરી હતી. સૌરાષ્ટ્ર અને માલવ સમા બે પ્રબળ દેશો જીત્યા ઉપરાંત એમણે બીજાં અનેક નાનાં મોટાં રાજ્યો પર સોલંકી વંશનું સ્વામિત્વ સ્થાપી દીધું હતું. ગૂજરાતનું મહારાજ્ય આમ લગભગ મૂર્ત બન્યું હતું.

છતાં પોતાની જિન્દગીનાં છેલ્લાં પાંચ છ વર્ષોમાં પણ સિદ્ધરાજ જયસિંહે પોતાની એ મહેચ્છાઓની સિદ્ધિ અર્થે સાધના સજીવ જ રાખી. એમણે મહોબાના ચંદેલ મહારાજા મદનવર્મા પાસેથી અવન્તીની જીત પછીથી છન્નુ કરોડનો દંડ લીધો હતો તે તો પાટણે જાણ્યું. તેમ આપણે ય જાણ્યું. પરન્તુ બીજા વિજયો પણ એમના ભાગ્યપૃષ્ઠે આલેખાયા તે તો વિ. સં. ૧૧૯૨ થી વિ. સં. ૧૧૯૮ ના કાળમાં જ.

લાટના વાતાવરણને વિસંવાદી બનાવી રહેલ સિન્ધુરાજને એમણે વશ કર્યો. ખંભાતના

દંડનાયકનું પદ અર્પી ઉદયન મહેતાને એમણે લાટના મુખ-ત્યાર કર્યા. લાંબા સમયથી+ લાટ ગૂજરાત સાથે જોડાયેલું હતું તો પણ અલગ પડી જવાની વૃત્તિમાં તે આજ લગી ધમપછાડા મારતું હતું. એ લાટને સિદ્ધરાજ જયસિંહે સંપૂર્ણ સ્વસ્થ કર્યું.

દક્ષિણમાં આથી ય વધુ લાંબે સુધી શ્રી જયસિંહદેવ સોલંકીની પ્રભા વ્યાપી ગઈ હતી. દક્ષિણમાં આવેલા કલ્યાણ નગરના રાજા ચાલુક્ય વિક્રમાદિત્ય છઠ્ઠાનું બીજું નામ હતું પરમર્દી. એ પરમર્દી રાજાને સંગ્રામક્ષેત્રે સખ્ત શિકસ્ત આપીને ત્યાં પણ પાટણ નરેશે કુક્કુટધ્વજ ફરકતો કરી દીધો. કર્ણદેવ મહારાજના કાળનું નવસારી લગીનું ગૂજરાત, આ રીતે, દૂર દૂર દક્ષિણમાં કલ્યાણ સુધી ફેલાઈ ગયું.

અને ઉત્તરની વાત? ત્યાંના સાંભરના* નૃપતિ અર્ણોરાજ (આનાક)ને વિજયશ્રીવલ્લભ ગૂર્જર મહારાજાધિરાજ શ્રી જયસિંહદેવ સોલંકીએ પાટણનું પાણી ચખાડી દીધું. પરાક્રમી જયસિંહદેવ પરાક્રમના પૂજક પણ હતા જ સોરઠના સિંહ ’ખેંગારના શૌર્યને તેઓ અંજલિ આપ્યા વિના રહી શક્યા ન હતા; કારાવાસી માલવરાજ યશોવર્માને પણ પાટણનાં સહસલિંગાદિ સુપ્રસિદ્ધ× સ્થળો સાથે ફરી ફરીને

+વિ. સં. ૧૧૦૦ થી. * અજમેર પ્રદેશ.

× બનારસ (વારાણસી) સુધી એની કીર્તિ પ્રસરી હતી.

બતાવી તેમનો આદર કરવામાં કર્તવ્ય જોયું હતું; અને તેવી જ રીતે સાંભરને સર કરી લઈ તેના વીર યુવાન રાજવી અર્ણોરાજનું પણ એમણે અનેરું મૂલ્યાંકન કરી બતાવ્યું. પોતાની એકની એક કુંવરી કાંચનદેવીનો કર ગૂર્જર સમ્રાટે એ શૂરાના હાથમાં મૂકી કૃતાર્થતા અનુભવી.

બાપદાદાઓએ આપેલા વારસાને સાચવી તેને વિપુલ-સમૃદ્ધ કરવાનું પુરુષાતન શ્રી જયસિંહદેવે આમ પ્રત્યક્ષ કરી દાખવ્યું. ગૂજરાત અને સોરઠ, કચ્છ અને સિન્ધ, માળવા અને મેવાડ, કલ્યાણ અને સાંભર,–ચારે દિશાએ મહેકતું એ ગૂજરાત કેવું ભવ્ય હશે? અર્ધી સદી કરતાંય અલ્પકાળમાં ગૂજરાતનું મહારાજ્ય ઘડી આપનાર શિલ્પીને ઇતિહાસ કેમ ભૂલી શકે?

✲

પણ બારમી સદીનો ગૂજરાતનો ઇતિહાસ તો ઉચ્ચારે છે કે આ છેલ્લાં છ વર્ષોમાં તો આ ઉપરાંત પણ ઘણું ઘણું પાટણને ચોપડે જમા થએલ છે!

અણહિલપુર પાટણના રાજભુવનના ગ્રન્થાગારમાં શ્રી હેમચન્દ્રાચાર્ય અને બીજા ચાર પાંચ વિદ્વાનો સિદ્ધરાજ જયસિંહે અવન્તી જીતીને ત્યાંથી આણેલા અમૂલ્ય ગ્રન્થોના ભંડારને પારખતા, એક દિવસ, બેઠા હતા. સત્તાશીલ અને સમૃદ્ધ માલવ પ્રદેશના મહારાજાઓ મા સરસ્વતીના પણ

પરમ ઉપાસકો હતા. તેમની રાજસભામાં કવિવરો અને પંડિતવર્યોનું મંડળ ઝળકતું જ હોય એ કાંઈ ન સમજાય તેવી વાત નથી! કવિકુલશિરોમણિઓની વાણીસુધાથી સદાય આર્દ્ર રહેલી એ અવન્તીની ધરણી જ્યારે ગૂર્જર-રાજ્ય પ્રભા ઝીલતી થઈ ગઈ ત્યારે અણહિલપુરમાં તેની માત્ર રાજદ્વારી સત્તા અને સમૃદ્ધિનો સ્રોત જ ન વહી આવ્યો પણ તે સાથે સાથે ત્યાંનાં જ્ઞાનામૃતનીર પણ વહી આવ્યાં.

"કેમ, હેમચન્દ્રજી! અવન્તીનો મોહ લાગ્યો શું?" આછું સ્મિત કરી પ્રવેશતા સિદ્ધ ચક્રવર્તીને જોઈ ત્યાંની ગ્રન્થોમાં ગરકાવ થએલી પંડિતમંડળી ઊભી થઈ ગઈ.

"અવન્તી વિજેતા, એમાં અમારો દોષ અત્યંત અલ્પ છે!", સ્મિતથી સોહતા શ્રી હેમચન્દ્ર સૂરિના પ્રશસ્તિ ગર્ભ ઉત્તરે ગંભીર વિદ્વાનોને ય મલકાવ્યા. હેમચન્દ્રાચાર્યની વાણી આગળ વધી, "મહારાજ, આપ પૃથ્વી આખીના ઐશ્વર્યથી પાટણને ભરી દઈને સુભગ કરવા બેઠા છો, અને પાટણ તે ઐશ્વર્યમાં ન મુગ્ધ થાય એમ પણ ઇચ્છો છો — એ બન્ને તો કેમ શકય?" પાટણપતિની રાજસભાના આ પ્રખર ધર્મવેત્તા અને શાસ્ત્રવિશારદ પાટણ નરેશના કેવળ માર્ગદૃષ્ટા જ નહિ પણ નિકટના મિત્ર પણ હતા. એ સત્યની જ્ઞાતા સર્વ વિદ્વાનોની મંડળી આચાર્યશ્રીની

વાણી વધુ ઝીલી રહી, "મહારાજાધિરાજ! અવન્તીથી આપે આણેલો એ ગ્રન્થકોશ તો, સાચે જ, અનન્ય છે! કાવ્ય, તર્ક, વ્યાકરણ, અલંકારાદિ શાસ્ત્રોનાં અમૂલ્ય ગ્રન્થ-રત્નો આપણને લલચાવ્યા જ કરે છે. રાજાધિરાજ, પાટણમાં માલવદેશની સત્તા અને સમૃદ્ધિ આપના વિજયે આણી અને દુનિયા આનંદઘેલી બને જ ને? પણ, હું તો આપે આણેલા આ વાગ્વૈભવને જ જોઈ–માણી ધન્યતા અનુભવી રહ્યો છું. અને એમાંય, મહારાજ, આ ગ્રન્થરત્ન તો વિરલ જ છે, હોં!" આચાર્યશ્રી હેમચન્દ્રે પોતાના હસ્તમાંનું એક મોટું પુસ્તક પાટણ નરેશને ધર્યું.

"આ તો માલવપતિ ભોજનું જ રચ્યું લાગે છે ને શું?" આશ્ચર્યભાવે ગ્રન્થને જોતા શ્રી જયસિંહદેવે કહ્યું.

"હા, મહારાજ! રાજવી ભોજની વિદ્વત્તાથી કોણ અજ્ઞાત છે? ઘણા ગ્રન્થો એમણે તો લખ્યા છે પરન્તુ એમનું આ વ્યાકરણ તો એમની એક સમર્થ કૃતિ જ છે," શ્રી હેમચન્દ્ર સૂરિ પાટણ નરેશના વદન પરના પલટાઈ રહેલા ભાવો જોયા કરતા હતા, "રાજાધિરાજ, આ ગ્રન્થ-ભંડારનો આ ગ્રન્થ એટલે આ રત્નરાશિમાંનું સર્વોત્તમ રત્ન. નિરુક્ત વિષયક આવા ગ્રન્થ, રાજવી, અત્યંત વિરલ જ છે!"

"પણ, સૂરિજી! પાટણમાં કોઈ જ પંડિત શું આવા

ગ્રન્થો લખી શકે તેમ નથી? મારી રાજસભામાં આટ-આટલા સમર્થ જ્ઞાનધુરંધરો હોવા છતાં પાટણની ઝાંખપ ટાળી એને ઉજ્જવલતા અર્પે એવી એક પણ લેખિની શું તેમાં નથી?" સિદ્ધરાજ જયસિંહની વાણીમાં વહેતી વેદના સમજી વિદ્વાનોની આંખો નીચી ઢળી. "પંડિતો, ગૂજરાતના વિદ્યાર્થીઓને ગૂજરાતનો એક પણ વિદ્વાન્ જો આવું અમૂલ્ય પુસ્તક આપી ન શકે તો પાંડિત્યનો અર્થ શો છે? કલ્પની અપૂર્ણતા વગરનું અને પાણિનીની કઠિનતા વગરનું શું કોઈ ગૂજરાતી વ્યાકરણ સરલ ને સંપૂર્ણ રચનાર હજી પાકયો નથી?"

લજ્જાભર્યા વિદ્વાનોમા શ્વેતામ્બરી વિદ્વાન્ દેવસૂરિજી પણ હતા. પાટણના સ્વામીના હૃદયની વરાળ તેમના હૃદયને આર્દ્ર કરી ચૂકી, "મહારાજ, આપના હૈયાની મહત્તા જ આ શબ્દોમાં હું તો વહેતી જોઉં છું. પરન્તુ આપના ચિત્તનો નિર્વેદ દૂર કરે તેવો પાટણમાં વિદ્યાભાસ્કર પ્રકાશે છે જ – આ રહ્યો એ" દેવસૂરિ બોલ્યા નહિ પણ અંગુલિ નિર્દેશથી જ સર્વની દૃષ્ટિ ગંભીરમુખ હેમચન્દ્રાચાર્ય પ્રતિ આકર્ષી રહ્યા.

"હેમચન્દ્ર? હેમચન્દ્ર! હેમ-ચન્દ્ર! તમે આ કરશો? પાટણનું ગૌરવ તમે વધારશો?" સિદ્ધરાજ જયસિંહની આંખોમાં તેમનું અધીર હૃદય તરી આવતું જણાયું.

"અવન્તીનાથ, આપની અભિ-
લાષાઓની સિદ્ધિ ગૂર્જર ઇતિહાસની યશલક્ષ્મી છે. ગૂજરાત-
નો અભ્યુદય એ કયા ગૂજરાતીનું કર્તવ્ય નથી? દેશભરમાં
પાટણની સુવાસ મહેકતી કરે તેવું પંચાંગ વ્યાકરણ રચવાની
આપે અર્પેલી પ્રેરણાને ફલિત કરવાની શક્તિ, જિનપ્રભુ,
મારામાં સિંચો!" આચાર્ય હેમચન્દ્રની નમ્રતા તેમની
પાંપણોમાં વ્યક્ત થઈ રહી. હસ્તસંપુટ જોડી ઊભા રહેલા
એ જ્ઞાનઉપાસકના વિશાલ ભાલદેશના અપ્રતિહત પ્રકાશમાં
સહુ પાવન થઈ રહ્યા.

અને ત્યારબાદ તો સિદ્ધરાજના
દૂતોએ કાશ્મીર સુધી જઈ જઈને સૂરિશ્રી હેમચન્દ્રે લખવા
માંડેલા 'સિદ્ધ હેમ' ગ્રન્થ કાજેની સામગ્રીઓ તરીકે બહુ-
મૂલ્ય સંસ્કૃત ગ્રન્થો લાવીને તેમના ચરણે ધરી દીધા.
'સિદ્ધ હેમશબ્દાનુસાન' નામક એક મોટો અને મૂલ્યવાન્
ગ્રન્થ સર્વશાસ્ત્ર પારંગત તથા સર્વગ્રાહી દૃષ્ટિવાળા શ્રી હેમ-
ચન્દ્રસૂરિએ અકલ્પ્ય અલ્પ કાળમાં જ સિદ્ધ ચક્રવર્તી શ્રી
જયસિંહદેવ સોલંકીને અર્પણ કરી દીધો.

એ ગ્રન્થની ત્રણસો-ત્રણસો લહિયાઓ પાસે હજારો
પ્રતો કરાવીને દેશ પરદેશના વિદ્વાનો, ધર્મજ્ઞ સજ્જનો અને
ગ્રન્થાલયોને પાટણના નરેશે ભેટ તરીકે મોકલાવી. અને એ
ગ્રન્થને હાથી પર પધરાવીને પાટણ નગરના રાજમાર્ગો પર

ફેરવી જે આદર સિદ્ધરાજ જયસિંહે એ કૃતિને આપ્યો તે તો એક ગૌરવભર્યો જ પ્રસંગ ગણાય પાટણનું પ્રત્યેક જન એ રાજવૈભવયુક્ત સંસ્કાર પૂજાનો પ્રસંગ જોવા પાટણના માર્ગો પર આવી ગયું. બારમી સદીના સ્વતંત્ર પ્રબલ ગૂર્જર-દેશની રાજધાનીનો તે પ્રસંગનો વૈભવ, ઉત્સાહ તો શું કહું? કેટલીક વાતોને તો વર્ણનથી વેગળી જ રાખીએ તો સમજાય! તમે જ તે પ્રસંગની છબી કલ્પી લો તો? જ્ઞાનની એવી ભવ્ય ઉપાસના ગૂજરાતમાં ફરી થશે ત્યારે આપણે એ પ્રસંગને ય સ્મરીશું જ ને? અને માત્ર કંઈ આ ક્ષણિક ઉત્સવ જ આ ગ્રન્થ માટે પાટણે ન હતો ઉજવ્યો. પાટણને આંગણે એક મહાવિદ્યાલય સ્થપાયું અને આ નવીન ગ્રન્થના અભ્યાસ અર્થે કક્કલ નામના એક પ્રખર વૈયાકરણને પણ પાટણનરેશે ત્યાં નિયુક્ત કર્યા.

પરમ ભટ્ટારક શ્રી જયસિંહદેવ મહારાજના સમયમાં પાટણમાં વિદ્વાનો પણ અનેક હતાઃ વૃદ્ધ ગોવિન્દસૂરિજી, સુરાચાર્ય, વીરાચાર્ય, શ્વેતામ્બરી ધર્મજ્ઞ દેવસૂરિ, મહર્ષિ, ઉત્સાહ, કક્કલ, સાગરચન્દ્ર, દેવબોધ, અન્ધ થએલા કવિ શ્રીપાલ, જયમંગલ, કવિ વાગ્ભટ્ટ, સૂરિ વર્ધમાન, માણિક્ય-ચન્દ્ર .... નામોની યાદી આથી વધુ શા માટે? સૂરિ હેમચન્દ્ર તો ગૂજરાતી સંસ્કાર જીવનના એક પ્રવીણ અગ્રણી બન્યા. બહુશ્રુત સિદ્ધરાજ મહારાજના ગાઢ સંસર્ગમાં રહીને તે

નિરાડમ્બરી પંડિતે ગૂર્જર મહારાજાની ગૂર્જર ગૌરવની ભાવનાને વધુ તેજોમય તથા ચિરંજીવ બનાવી, એમની સર્વ ધર્મો પ્રત્યેની સમુદાર રાજ્યનીતિને સદાય ઓપ ચઢાવ્યા કર્યો, સર્વ ધર્મો માનવકલ્યાણ માટે જ છે એ સૂત્ર એમના જીવનમાં ગૂંથી દીધું અને શૌર્ય તેમજ જ્ઞાનાદિના સંસ્કારોથી સભર સ્વદેશાભિમાન સદાય એમણે પોતાના નરેશના દિલમાં સજીવન રાખ્યું.

ગૂજરાતને આવાં મોંઘાં વિવિધ સંસ્કાર ભૂષણોના સુન્દર સાજથી શોભિત કરી દેનાર મહારાજાધિરાજ જયસિંહદેવ સોલંકીએ ગૂજરાતને અન્યથા પણ અલંકૃત કર્યું. કવિહૃદયને પોતાના સૌંદર્યભર વાતાવરણથી આકર્ષતું સહસ્રલિંગ તળાવ એમણે અણહિલપુરમાં ચણાવ્યું. એના ઘાટ પરનાં અસંખ્ય દેવાલયો, રાત્રિકાલે એના જલ પર નર્તતી દેવદીપાવલિની જ્યોતિઓ, ઘાટ પર સગૌરવ પ્રકાશતા આરસના કીર્તિસ્તંભો, ત્યાંની જ વિદ્યા-પિપાસુઓની સાધનાથી પ્રાણવન્ત બનેલી સત્રશાળાઓ, અને જલાશય ફરતું નયનરંજક વનસૌન્દર્ય,—બધું જ કોઈપણ કલ્પનાશીલ માનસને મુગ્ધ કરી નાખે તેવું હતું.[1]+

૧ + જસમા ઓડણ તથા માયા ઢેડની વાર્તા કલ્પિત છે ... આ તળાવનું ખોદકામ હમણાં જ ઈ. સ. ૧૯૩૬ માં શ્રીમન્ત ગાયકવાડ સરકારે કરા[illegible] તેમાંથી [illegible] મળી આવ્યુ [illegible]

આ ઉપરાંત શ્રીસ્થલમાં એ પ્રતાપી રાજવિરાજે ખર્ખરકે બેડોળ બનાવી મૂકેલ રુદ્રમહાલયના મંદિરને, ઉજ્જયિનીનાં શિવાલયોની પદ્ધતિએ, મૂળ કરતાંય અધિક શોભાથી સજી દીધું. એ રુદ્ર મહાલયનાં ખંડેરો આજે તો બારમા સૈકાના ગૂર્જર શિલ્પકળાના પ્રભુત્વની ઝાંખી કરાવતાં અને વિદેશી અસંસ્કૃત અત્યાચારોનાં સાક્ષી રુપે ઉપસ્થિત છે.[૨*]

એ શ્રીસ્થલની વિખ્યાત સરિતા સરસ્વતિને તટે પણ પાટણના સ્વામીએ અનેક સત્રશાળાઓ અને દાનશાળાઓ ખડી કરી દીધી. અનેક સ્થળોએ વાવ, કૂવા, તળાવો, દેવસ્થાનો, દુર્ગો, નગરો, ઈત્યાદિનાં સર્જનો સિદ્ધરાજ જયસિંહે કરાવ્યાં અને પોતાના જીવનને વધુ લોકપ્રિય, વધુ ઉપયોગી અને વધુ ચિરંજીવ કર્યું. ગૂજરાતનું એક એ ગરવું સ્મરણ છે.



બેસતું વર્ષ અને ભાઈબીજના મંગલદિનો આવીને ગયા તોપણ કોઈ ગૂજરાતી – પાટણવાસીના મોં પર આજે નૂર

૨* રુદ્રમહાલયનો પણ ઘણો ભાગ નાશ પામ્યો છે. નિજમંદિર વગેરે ભાગો મસ્જીદમાં ફેરવાઈ ગયા છે. તે સિવાય બચેલા (સ્તંભો, કમાનો વગેરે) કેટલાક અં[illegible] મન્ત [illegible] સરકારે સુરક્ષિત કર્યા છે.

ન હતું. અણુહિલપુરના રાજભુવનના વિશાળ પટાંગણને અત્યારે અસંખ્ય નરનાર ભરી રહ્યાં હતાં. પ્રત્યેકની આંખે ફરતી ચિન્તાની શ્યામતા જામી હતી, પ્રત્યેકની જીભે તાળાં માર્યાં હોય તેવું ગભીર મૌન હતું, અને કોઈ અદશ્ય હથોડાના પ્રહારે – તેના ભયે પ્રત્યેકનું હૈયું કમ્પી રહ્યું હતું.

આ શું? ગૂર્જર સામ્રાજ્યનો મુકુટ ધારતા સિદ્ધ ચક્રવર્તી પરમભટ્ટાર્ક શ્રી જયસિંહદેવ સોલંકીના રાજનગરમાં આ ગ્લાનિ શી – આ શોકમગ્નતા શી? શા માટે પાટણ પર ફેલાઈ હશે આવી અંધારી જાળ? મહાગૂજરાતના જટિલ તંત્રની જવાબદારીઓ આસાનીથી ઉપાડતા પટ્ટણી મુત્સદ્દીઓને કપાળે આજે વારવાર કરચલીઓ કેમ ઉપસ્થિત થતી હશે? જેમના યુદ્ધોત્સાહે પાટણને સામ્રાજ્યનું અધિકારી કર્યું તે વીર પટ્ટણી શૂરાઓની આંખમાં આ શો વિષાદ?

રાજમહાલયનો શયનખંડ આ સર્વ પ્રશ્નોનો મૂક ઉત્તર આપતો હતો. ત્યાં પાટણપતિની રાણીઓ, દૌહિત્ર સોમેશ્વર, પ્રૌઢ વયોવૃદ્ધ મુત્સદ્દી મુંજાલ મહેતા, પ્રભાવભર્યા સૂરિશ્રી હેમચન્દ્ર, મહામાત્ય દાદાક, ખંભાતના દંડાધીશ ઉદયન, રાજવૈદ્ય અને એકાદબે વિશ્વાસુ રાજસેવકો સિવાય કોઈ જ ન હતું. બધાં જ ગંભીર શાન્તિમાં સ્થિર હતાં. બધાંની જ દૃષ્ટિમાં ઉલટતી ચિન્તા એક ભવ્ય દેહની ચોગમ

"મહારાજ ! આપના આશિર્વાદ છે.....આપનો ઉજ્જ્વલ વારસો છે....ગૂજરાતનું ભાવિ કેમ નહિ પ્રકાશે ?" હેમચન્દ્ર આચાર્યની પુનિત વાણી વ્યાપી રહી.

"મહારાજ....! મહારા — જ ! મ'ા — " રાજવૈદ્યની અંગુલિઓ ગૂર્જર રાજાધિરાજની નાડીને સાંભળી રહી હતી. તેમણે બીજા હસ્તની તર્જની નાકને ટેરવે અડાડી સહુને મૌન સૂચવ્યું. સૌના જીવ અદ્ધર થયા – બધાનું રહ્યું સહ્યું નૂર પણ ઝંખવાઈ ગયું.

"મે'તાજી, બહાર આવો તો ?" ખૂબ જ ગંભીર થઈ ગએલા રાજવૈદ્ય સાથે મુંજાલ મહેતા હજી શયનાગારના દ્વાર આગળ આવ્યા – ન આવ્યા ત્યાં તો એક ડૂસકું સંભળાયું. વાતાવરણમાં જાણે અંધકાર ઢોળાયો. મુંજાલ મહેતાની દૃષ્ટિ આકાશમાં ગઈ – સૂર્યદેવને ઢાંકવા એક કાળું વાદળું પોતાની કાયા પાથરી ચૂકયું હતું !

જડાઈ જતી હતી. ગૂજરાતની રાજકીય એકતાના સ્થાપક અને બારમી સદીની ગૂર્જર પ્રજાજીવનના મહાશિલ્પી શ્રી જયસિંહદેવ સોલંકીનો જીવનસૂર્ય અત્યારે અસ્તાચલની અંતિમ ભૂમિકાએ ઊતરી રહ્યો હતો.

"મેં'તા," એક કૃશસ્વરે સૌનું લક્ષ ગૂર્જર સમ્રાટની અર્ધમીંચી આંખો પર દોર્યું.

"મહારાજ, શી આજ્ઞા છે?" મુંજાલ મહેતાના અવાજની ગંભીરતા અમંગળ હતી.

"મેં'તા, કુમા—ર,* ........" પાટણપતિની એક સમયે પહાડને ય શરમાવતી છાતી થાકી જતી હતી.

"કૃષ્ણદેવ અને જગદેવ ગયા છે, મહારાજ! ચિન્તા ન કરશો તમે! ગૂજરાતનું પ્રારબ્ધ આપના પ્રતાપે હજી સબળ છે!" મુંજાલ મહેતાના શબ્દો સર્વ હૈયે જડાતા હતા.

"એ આવે........પાટણ એનું જ....છે! શંભુએ કહ્યું છે........સોમનાથ પ્રભુએ........'તું પુત્ર ન અંખાશ —!' કુન્તી રડો છો?........કુ....માર....ગૂજરાતને ઉજળું....કરશે .... વધુ ........ વધુ .... મહાન ........" પાટણના સ્વામીની તૂટતી વાણી ભયંકર હતી.

---

* શ્રીમત્ જયસિંહદેવ સોલંકી પછીના ગૂર્જર સમ્રાટ કુમારપાલ (ત્રિભુવનપાલનો પુત્ર).

"મહારાજ! આપના આશિર્વાદ છે.....આપનો ઉજ્જ્વલ વારસો છે....ગૂજરાતનું ભાવિ કેમ નહિ પ્રકાશે?" હેમચન્દ્ર આચાર્યની પુનિત વાણી વ્યાપી રહી.

"મહારાજ....! મહારા — જ! મ'ા — " રાજવૈદ્યની અંગુલિઓ ગૂર્જર રાજાધિરાજની નાડીને સાંભળી રહી હતી. તેમણે બીજા હસ્તની તર્જની નાકને ટેરવે અડાડી સહુને મૌન સૂચવ્યું. સૌના જીવ અદ્ધર થયા – બધાનું રહ્યું સહ્યું નૂર પણ ઝંખવાઈ ગયું.

"મે'તાજી, બહાર આવો તો?" ખૂબ જ ગંભીર થઈ ગએલા રાજવૈદ્ય સાથે મુંજાલ મહેતા હજી શયનાગારના દ્વાર આગળ આવ્યા – ન આવ્યા ત્યાં તો એક ડૂસકું સંભળાયું. વાતાવરણમાં જાણે અંધકાર ઢોળાયો. મુંજાલ મહેતાની દૃષ્ટિ આકાશમાં ગઈ – સૂર્યદેવને ઢાંકવા એક કાળું વાદળું પોતાની કાયા પાથરી ચૂક્યું હતું!

# શ્રી સયાજી બાલજ્ઞાનમાળા

## ઐતિહાસિક ચરિત્રો

૩૪ (૧૪૮) મહમદ બેગડા. પ્રો. એમ. એફ. લોખંડવાળા, એમ. એ. ( ૧૯૩૭ ) ૦-૬-૦

૩૫ (૧૫૫) સુલતાન બહાદુરશાહ. પ્રો. એમ. એફ. લોખંડવાળા, એમ. એ. ( ૧૯૩૮ ) ૦-૬-૦

३६ (१६१) आनंदीबाई पेशवे. चिं. ग. कर्वे. बी. ए. [ मराठी ] ( १९४० ) ०-६-०

૩૭ (૧૬૨) ચંદ્રગુપ્ત (મૌર્ય). ગિ. વા. આચાર્ય, બી. એ. ( ૧૯૪૦ ) ૦-૫-૦

३८ (१६३) मल्हारराव होळकर. के. मं. रांगणेकर बी. ए. [ मराठी ] ( १९४० ) ०-६-०

३९ (१६४) मलिक-अंबर. वि. स. वाकसकर [ मराठी ] ( १९४१ ) ०-६-०

૪૦ (૧૬૭) રામાનુજાચાર્ય. ડૉ. પ્ર. મો. મોદી એમ. એ., પિ. એચ. ડી. ૦-૮-૦

૪૧ (૧૭૧) ગુરુ નાનક. શ્રી. યો. જ ત્રિપાઠી. ( ૧૯૪૨ ) એમ. એ., બી. ટી. ૦-૮-૦

૪૨ (૧૭૩) ગુરુ ગોવિંદસિંહ. શ્રી. ર. ન. વહોરા (૧૯૪૨) ૦-૮-૦

૪૩ (૧૭૪) વીર વનરાજ. શ્રી. ધૂમકેતુ. અમદાવાદ (૧૯૪૨) ૦-૬-૦

૪૪ (૧૭૭) સંત કબીર. શ્રી. કિશનસિંહ ચાવડા. (૧૯૪૩) ૦-૬-૦

૪૫ (૧૭૮) વીર કુમારપાળ. શ્રી. મૂળજીભાઈ પી. શાહ ( ૧૯૪૩ ) ૦-૮-૦

૪૬ (૧૮૨) બાદશાહ જહાંગીર. ર. ન. વહોરા (૧૯૪૪) ૦-૮-૦